# કુલલક્ષ્મી કમલા

યાને

## એખલાસ વિના બધુ એ ખલાસ !

(શ્રી બંકુ બિહારીશ્વર કૃત 'કાકીમા'નો અનુવાદ)

---


અનુવાદક તથા પ્રકાશક

**અમૃતવદન છબીલારામ દીક્ષિત**


---


આવૃત્તિ પહેલી

પ્રત ૧૦૦૦

**મૂલ્ય રૂ. ૧-૪-૦**

# અર્પણ

ગુજરાતના

આધુનિક

સર્વ શ્રેષ્ઠ નવલકથાકાર,

**કનૈયાલાલ માણેકલાલ મુનશી**

બી. એ.: એલ. એલ બી.: એડવોકેટ

ને

**સાદર સમર્પણ**

અનુવાદક.

# ઉપોદ્ઘાત.



ગુજરાતી સાહિત્યમાં નવલકથાનો વિકાસ અને અભિવૃદ્ધિ એટલાં બધાં ઓછાં થયાં છે કે પ્રસ્તુત નવલકથાને આવકાર આપવાનું મ્હને સહજજ મન થાય છે. જો કે આ નવલકથા મૂળમાં બંગાળી નવલકથાનો અનુવાદ છે, છતાં તેથીજ કાંઈ તે ઓછા આદરને પાત્ર થતી નથી. ઉચ્ચ પ્રતિભાવાળા લેખકો તદ્દન અપૂર્વ ' નવલકથાઓ, ' લખી ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ કરે, તેના કરતાં બીજું વધારે ઇષ્ટ કાંઇ હોઈ શકેજ નહિ; પરંતુ તેની સાથે તેટલી ઉંચી પ્રતિભા વગરના પણ સાહિત્યપ્રેમી લેખકો અન્ય ભાષામાં લખાયલી સુપ્રસિદ્ધ નવલકથાઓનો અનુવાદ કરે, તો તે પણ ગુર્જર સાહિત્યની સેવાજ ગણી શકાય. માત્ર જરા ઉતરતા પ્રકારની. ફક્ત એટલું યાદ રાખવું જોઇએ કે, અન્ય ભાષાની ઉત્તમ નવલકથાનો અનુવાદ પણ ઘણીવાર સાધારણ કોટિની તદ્દન નવીજ નવલકથા કરતાં વધુ સ્તુતિપાત્ર છે. સુપ્રસિદ્ધ કવિવર રવીન્દ્રનાથ ટાગોરની કોઇ પણ કૃતિનો અનુવાદ સાધારણ માણસની તદ્દન નવી કૃતિ કરતાં વધુ સારો હોયજ. ટુંકામાં, 'અપૂર્વતા વા નવીનતા' એજ આદરનું ધોરણ નહિ રહેવું જોઇએ. 'નવલકથા' વાંચવાનો ઘણા માણસોને બહુજ શોખ હોય છે. ઘણાના અનુભવની વાત છે કે, પરીક્ષા માટે ઉપયોગી પણ નીરસ પુસ્તકો ન વાંચતાં ઘણા વિદ્યાર્થીઓ રાત્રિના બાર-એક વાગતા સુધી ઘણાજ આનંદથી નવલકથાઓ વાંચે છે. કોઇ પણ અન્ય પ્રકારના પુસ્તકો કરતાં નવલકથાની અત્યંત વધારે પ્રતો અને આવૃત્તિઓ જોનારને તેની લોકપ્રિયતા માટે બીલકુલ સંશય રહેશે

નહિ. પ્રખ્યાત સંસ્કૃત કવિ કાલિદાસ જે " नाट्यं भिन्न रुचे र्जनस्य बहुधाप्येकं समाराधनम्, " એ પ્રમાણે લખે છે, તેજ નવલકથાના સંબંધમાં પણ ખરૂં છે. સદાચરણના પાઠો નવલકથાદ્વારા સારી રિતે શીખવાય છે. નીતિના સિદ્ધાન્તોનો સાક્ષાત્ ઉપદેશ નીરસ લાગે છે, અને ધારેલી અસર કરતો નથી. પરંતુ રસમય નવલકથાનાં પાત્રોનાં આચરણદ્વારા તેના તેજ સિદ્ધાંતો વાંચકનાં મન ઉપર ઉંડી અસર કરે છે.

પ્રસ્તુત નવલકથા વાચકવર્ગ સમક્ષ હિન્દુ સંસારનું એક રમ્ય ચિત્ર ખડું કરે છે. અને ભ્રાતૃભાવ, પરોપકાર, સંપ વગેરે અનેક સદ્ગુણોનો ઉપદેશ કરે છે સંયુકત કુટુંબની ભાવનાની વિરૂદ્ધ પણ ઘણું કહી શકાય તેમ છે, છતાં તેની અંદર રહેલી સ્વાર્થ ત્યાગની વૃત્તિ અને ઐકય ખરેખર પ્રશંસનીય છે. ભાષા સરળ અને શુદ્ધ છે; લાંબાં અને કંટાળો આપે તેવાં વર્ણનોના અંતરાય વગર વાર્તા અસ્ખલિત રિતે આગળ ચાલે છે, એટલે વાચકના રસમાં વિચ્છેદ થવા સંભવ નથી.

અનુવાદકર્ત્તા રા. દીક્ષિત ગુર્જર સાહિત્યના સાચા સેવક છે. સંસ્કૃત ભાષાનો તેમનો અભ્યાસ સારો છે, તથા તેમનો સાહિત્ય તરફનો પ્રેમ તેમના આવા પ્રયાસથી વ્યકત થાયછે. હું આશા રાખું છું કે સુપ્રસિદ્ધ સાક્ષરોના વખણાયલા ગ્રન્થોનો અભ્યાસ કરી, ભવિષ્યમાં તેઓ નવીન કૃતિઓ તેમજ અનુવાદ પ્રસિદ્ધ કરી, ગુર્જર સાહિત્યને સમૃદ્ધ કરશે.

સુરત, નાગરફળીયા.
તા. ૨૭–૧૦–૧૯૨૪.

કમળાશંકર સુંદરજી ત્રિવેદી.
વાઇસ પ્રિન્સિપાલ
ધી સાર્વજનિક આર્ટસ કાલેજ.



# નવલ-કથા વિષે મળેલા કેટલાક અભિપ્રાયોમાંથી ટુંક નોંધ.

---

તમારૂં પુસ્તક ઉપર ઉપરથી જોઇ ગયો છુ. અસલ વાર્તાનો રસ અખંડીત રહ્યો છે, તેમજ તમે શૈલી પણ એટલી બધી સ્હેલી વાપરી છે કે સાધારણ રીતે કેળવાએલ માણસો પણ તમારી નોવેલ વગર મહેનતે વાંચીને સમજી શકે આજ એની ખરેખરી ખુબી છે.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.**

* * *

આ પુસ્તક વાંચી મને ઘણો આનંદ થયો છે. એ એક બંગાળી નવલકથાનું ગુજરાતીમાં ભાષાન્તર છે. એમાં હિંદુ સાંસારિક જીવનનાં ચિત્રો છે. ગ્રન્થકારે કમલાના ચિત્રમાં આદર્શભૂત આર્ય લલનાનું અને ગોવિન્દ ચન્દ્રના ચિત્રમાં આદર્શભૂત આર્ય ભ્રાતાનું ચરિત્ર ઉત્તમ રીતે આલેખ્યું છે, તેમજ ગુણગ્રાહી, ઉપકાર શીલ આદર્શભૂત મિત્રનું ચરિત્ર શરતબાબુના ચિત્રમાં દોર્યું છે. ભાઇઓ ભાઇના કલહથી તેમજ વૃદ્ધ સ્ત્રીઓના હિતકારક બંધન અને પતિના યોગ્ય શાસનથી વિમુક્ત અને નિરંકુશ બની, સ્વતંત્ર અને સ્વાર્થી જીવન નિર્ગમન કરવા ઇચ્છતી તરૂણ કુલ વધૂઓની કેવી દશા થાય છે તેમજ દારૂના વ્યસનથી કેવી હાનિ થાય છે તેનું પણ ઉત્તમ ચિત્ર પુસ્તકમાં આલેખ્યું છે. એકંદર પુસ્તક ઘણુંજ બોધદાયક છે.

ભાષાન્તરની ભાષા શિષ્ટ, સંસ્કારી, અને તેજસ્વી છે. બંગાળી ભાષામાં ગુજરાતી ભાષા કરતાં સંસ્કૃત શબ્દોનો પ્રયોગ બહુ છૂટથી કરવામાં આવે છે. આથી ઘણા ખરા બંગાળી પુસ્તકોનાં ગુજરાતી અનુવાદોમાં અપરિચિત સંસ્કૃત શબ્દોના તેમજ સમાસોના

પ્રયોગથી ભાષા કઢંગી ને કિલષ્ટ થાય છે આ ભાષાન્તર આ દોષથી તદ્દન તો નહિ, પણ ઘણે ભાગે મુક્ત છે, એ આનંદની વાત છે.

પુસ્તક બધી રીતે ઉ-તેજનને પાત્ર છે.

સુરત<br>૧૧-૧૨-૨૪ } કમળાશંકર પ્રાણુશંકર ત્રિવેદી.

* * * * *

'કુલલક્ષ્મી કમલા યાને એખલાસ વિના બધું એ ખલાસ' એ નવલકથા હું ઘણા હર્ષથી વાંચી ગયો છું. પુસ્તક ઘણું રસ પડે એવું છે. બંગાળી ગ્રંન્થકારોની ઉત્તમ કૃતિઓનાં ભાષાન્તરો વડે આપણું ગુજરાતી સાહિત્ય ઠીક સમૃદ્ધ થવા માંડ્યું છે અને એ સાહિત્ય સમૃધ્ધિ વધારવાના કાર્યમા રા. પ્રસન્નવદન છબિલારામ દીક્ષિતે પોતાની તરફનો જે ફાળો આપ્યો છે તેને માટે હું તેમને અભિનન્દન આપું છું. ભાઇઓ ભાઇમાં એખલાસ ન હોવાને લીધે કેવાં ભયંકર પરિણામો આવે છે અને એકત્ર કુટુમ્બની આર્ય ભાવના છિન્નભિન્ન થવાથી કેવી ઘોર અવનતિ થાય છે તેનો ચિતાર આ પુસ્તકમાં ઘણો સારો અપાયો છે. બંગાળામાથી ભાષાન્તર કરતાં એક મુશ્કેલી એ નડે છે કે બંગાળીમાં સંસ્કૃત શબ્દોનો ઉપયોગ બહુ છૂટથી થતો હોવાને લીધે ગુજરાતીમાં પણ લાંબા અને "જડબાંતોડ" શબ્દો દાખલ કરવાને ભાષાન્તર કર્ત્તા લલચાઇ જાય છે; પણ આ પુસ્તક તયાર કરતી વખતે ભાષાન્તર કર્તાએ એ લાલચથી વેગળા રહેવાનો પ્રયત્ન કર્યો જણાય છે, અને એ પ્રયત્ન બહુધા સફળ થયો છે તે ઘણું ખુશી થવા જેવું છે. સાહિત્યના ક્ષેત્રમાં રા. પ્રસન્નવદનરામ આવી ઉપયોગી સેવા બજાવતા રહે એમ હું અંતઃકરણથી ઇચ્છું છું.

પ્રો. મોહનલાલ પાર્વતિશંકર દવે.

રા. પ્રસન્નવદન. છ. દીક્ષિતે 'કાકીમા' નામની બંગાળી નવલકથાનો અનુવાદ કીધો છે તે અથથી ઇતિ સુધી હું વાંચી ગયો છું. આ નવલકથા રસ અને બોધથી ભરપૂર છે એટલે વાચક વર્ગને આનંદદાયક અને ઉપયોગી થઇ પડશે.

અવિભકત કુટુંબની સંસ્થા હિંદુ સંસારમાં જ્ઞાતિસંસ્થાના જેટલુંજ અગત્યનું સ્થાન ભોગવે છે. એ સંસ્થામાં ભાઇભાઇ તથા દેરાણી જેઠાણી વચ્ચે કલહ થવાથી કેવાં અનિષ્ટ પરિણામ આવેછે અને જીવન કેવું દુઃખમય થઈ જાય છે તેનું પ્રસ્તુત પુસ્તકમાં બહુ અચ્છું વર્ણન આપવામા આવ્યું છે. તેમાં ખાસ કરીને ગોવિન્દચંદ્ર, અને ગોપાળચંદ્ર, પ્રતાપચંદ્ર, અને શરતચંદ્ર તથા મોહિની અને કમલા એમ ત્રણ વિરોધી પાત્રોનાં જોડકાંનાં ચિત્રો બહુ ખૂબીથી દોરવામાં આવેલાં છે. વળી કેટલાક સંવાદો પણ ઘણા અસરકારક રીતે મૂકવામાં આવેલા છે. જ્યાં અમુક બોધ આપવાની જરૂર મૂળ લેખકને જણાઇછે ત્યાં સારગ્રહણ કરવાનો પણ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

મૂળ વાંચ્યા સિવાય અનુવાદ આબેહૂબ છે કે નહિ તે કહી ન શકાય. પરંતુ આ પુસ્તક પરત્વે તેમ કરવાની ખાસ જરૂર નથી. કારણકે સમશ્લોકી ભાષાતર કરવું હોય અથવા તો યુરોપની કોઇ ભાષાનાં પુસ્તકનો અનુવાદ કરવો હોય તેમાં અનુવાદકને જેટલી સાવધાની રાખવી પડ છે અને મુશ્કેલીઓ ઓળંગવી પડે છે તેટલી હિંદી બંગાળી કે મરાઠી ગદ્યનાં ભાષાંતર કરતી વખતે અડચણ પડતી નથી. સંસ્કૃતની અન્ય પુત્રીઓમાં રૂઢ થઇ ગયલા કેટલાક તત્સમ શબ્દો ગુજરાતીમાં અપરિચિત હોયછે તે આપણી ભાષામાં ઉતારવા કે નહિ એ બાબત પર મતભેદ હોવાનો સંભવ છે. છતાં રા. પ્રસન્નવદન દીક્ષિતે વચલો માર્ગ ગ્રહણ કર્યો હોવાથી શૈલી સરળ, શિષ્ટ અને તેજસ્વી બની છે.

રા. પ્રસન્નવદન દીક્ષિત બંગાળી તેમજ હિંદીના સારા અભ્યાસી છે. 'બાળકાલિદાસ' નામનું એક પુસ્તક બહાર પાડયા પછી 'કુલલક્ષ્મી કમલા' નામનું આ બીજું પુસ્તક બહાર પાડી આપણા સાહિત્યની એમણે સારી સેવા કરી છે. તે બદ્દલ એમને અભિનંદન આપવું ઘટે છે. આ પ્રમાણે પરભાષાનાં બીજાં ઉત્તમ પુસ્તકોનાં અનુવાદ એઓ કરતા રહે, તો સારૂં એમ દરેક સાહિત્ય રસિક વાંચકને આ પુસ્તક વાંચ્યા પછી, ઈચ્છા થયા વગર નહિ રહે.

પ્રો. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી

રા. પ્રસન્નવદને પ્રકટ કરેલી "કુલલક્ષ્મી કમલા" નામક વાર્તા વાંચી હું ખરેખર પ્રસન્ન થયો છું. વસ્તુ ઘરગથ્થુ હોવાથી તે આંખ આગળ આપણો રોજનો સંસાર આબાદ ખડો કરે છે. અને હૃદયમાં સચોટ ઉંડી છાપ પાડે છે. બંગાળી સાહિત્યની એ ખૂબી છે અને એ ખૂબી જાળવવામાં કોઈ પણ જાતની ઉણપ ભાઈ પ્રસન્નવદને રાખી નથી. બાલ્યાવસ્થાથી બંગાળી ભાષાના એમના અભ્યાસનો લાભ આપણી માતૃભાષાને આપવા માટે લેખકને ધન્યવાદ ઘટે છે. અને તે સહર્ષ આપતાં હું આશા રાખું છું કે એવાં અવનવાં પુષ્પો આપણી આગળ મૂકી લેખક એ હારમાળાની ગુંથણી કરે. પ્રકરણોને મથાળે મુકવામાં આવતાં અવતરણો ગુજરાતી કે સંસ્કૃતમાં હોય તો વધારે સારૂં એવો મારો અભિપ્રાય છે."

રાજેન્દ્ર સોમનારાયણ.

# પ્રાસ્તાવિક બે બોલ.



આ પુસ્તકનો અનુવાદ કરવાનું રા. ચીમનલાલ ર. દેશાઇ તરફથી ઈ. સ. ૧૯૨૧ ના અકટોબર માસમાં અમોને સોંપવામાં આવ્યું હતું. અનુવાદ તૈયાર થયા પછી રા. ચીમનલાલને અનેક પત્રો લખ્યા; પરંતુ હજી સુધી એમનો પત્તો પણ મળી શકયો નથી. ત્યાર પછી લગભગ બે વર્ષ સુધી એ પુસ્તક રા. રમણીયરામ ત્રિપાઠીની પાસે પડી રહ્યું. કેટલોક વખત 'વર્દ્ધમાન એન્ડ સન્સ'ને ત્યાં પણ એ સહેલગાહે જઇ આવ્યું. છતાં એ પુસ્તક પ્રસિદ્ધિ પામે છે, તે પરમાત્માની પરમ કૃપાજ !

સમાનતાના શિખરપરથી વિશ્વબન્ધુત્વની બૂમ પાડવા છતાં, બન્ધુ અને બન્ધુ વચ્ચેના કલહો આપણે શાન્ત પાડી શકયા નથી. સગા બન્ધુનું બન્ધુત્વ ન નિહાળી શકે, એવા હૃદયને વિશ્વબન્ધુત્વનો આદર્શ પઢાવવો, એ શું અરણ્ય-રૂદિત સમું નથી ? એકજ વર્ણની ને પાશ્ચાત્ય સંસ્કૃતિના પરમપદે વિરાજતી પ્રજાનો ઘોર સંગ્રામ હજી હમણાંજ પૂરો થયો—લડતાં લડતાં એ પ્રજા થાકી ગઇ તેથીજ, નહિ કે પરસ્પર વૈરભાવ ઘટયો તેથી. ઈર્ષ્યા ને દ્વેષ: સાહચર્યના ને પ્રેમ: એક કેન્દ્રાપગામી આસુરીસંપત્તિ, અને બીજી કેન્દ્રગામી દૈવીસંપત્તિ, એ બન્ને મળીને માનવજીવનનો મહા-ઇતિહાસ રચાયો છે. એ ભાવો માનવીના સર્જન જેટલા જૂના ને સૃષ્ટિના પ્રલય જેટલા સનાતન છે. માનવ હૃદયના એ સનાતન ભાવોની આ એક ટૂંકી કથા છે.

"પાપમાં પુણ્ય સરિખડું બળ છે, પણ પુણ્યનાં બાણ લક્ષ્યવેધી છે, ત્હેવાં પોતાનાં તીર લક્ષ્યવેધી નથી. પાપનાં શર છરકાતાં

ચીચરાં વાગે છે. પાપનાં તીર પણ જો આત્મવેધી હત, તો માનવ સંસાર આત્મવિહોણોજ અત્યારે હત. શયતાન કરતાં પ્રભુ મ્હોટા છે, તેટલાં પાપ કરતાં પુણ્ય મ્હોટાં છે." એ આ 'કથાની મન્ત્ર ઘાષણા' છે.

ઈર્ષ્યામાંથી કુસંપ, કુસંપમાંથી ગૃહ–વિચ્છેદ અને ગૃહવિચ્છેદ-માંથી આત્મહાનિ : તેજ પ્રમાણે પ્રેમ અને સહિષ્ણુતામાંથી ઉત્પન્ન થતી શ્રદ્ધા, અને પોતાનું તેમજ અન્યનું શ્રેય સાધવાનું સામર્થ્ય: ઉત્તરોત્તર વધતી જતી માનસિક અધોગતિ અને પ્રગતિનો ખ્યાલ પણ આ પુસ્તક પરથી આવી શકશે. સ્વાર્થાન્ધ વિષય–વિલાસિતા, અહમહમિકા-મિથ્યા હુંપદ, સર્વોપરિપદ પ્રાપ્ત કરવાની નીચ લાલસા તથા વિશુધ્ધ સસ્કારી હ્રદયની ઉદારતા, નિર્મલ શુચિતા, અનુપકારીને પણ ઉપકાર પરંપરાથી વશીભૂત કરવાની દૃઢતા, સ્નેહાર્દ્ર સરલતા અને સહૃદયતા એ પરસ્પર વિરોધી ભાવોનું નવલકથાકારે રમણીય અને બોધપ્રદ ચિત્ર આપણી સમક્ષ રજુ કર્યું છે. એ આસુરી અને દૈવી સંપત્તિ વચ્ચેના સગ્રામે કેવાં સાધનોવડે થાય છે, અને તેનું શું પરિણામ આવે છે તેઃ–મલિનતા અને કુટિલતાનો પરાજય; સાત્વિકતાને સહૃદયતાનો વિજય; ધર્મે જય અને પાપેક્ષય; સંપ ત્યાંજ જંપ, એખલાસ વિના બધુંએ ખલાસ એ સૂત્રોનોજ ઉપદેશ એમાં પદે પદે પ્રતીત થશે.

બન્કુબિહારીધરનું નામ બંગાળામાં સામાજીક નવલકથાકાર તરીકે ઘણું જાણીતું છે, 'દીદીમા' 'પાશીમા' વગેરે એમની સામાજીક નવલકથાઓ બંગાળી સાહિત્યમાં સુવિખ્યાત છે. એમન આ પુસ્તક "કાકીમા'નુ ભાષાન્તર હિન્દી, મરાઠી, તથા કાનડી વગેરે હિન્દુસ્તાનની જૂદી જૂદી ભાષાઓમાં થઇ ચુક્યું છે. મૂળનો ભાવ અનુવાદમાં પુરેપુરો લાવવો, એ બહુ કઠિન છે. છતાં કોઈ પણ ગુર્જર વાંચકને આ પુસ્તકમાંથી બોધ–અથવા આનંદ મળશે, તો અનુવાદકનો શ્રમ સાર્થક થશે.

મ્હારાં સંસ્કારી અને સુશીલ ભગિની ગં ધનવિદ્યાગૌરીની સહાયથી મ્હારાં ધર્મપત્ની અ. સૌ. રાજેન્દ્રલક્ષ્મીએ આ નવલ-કથાનો ઉત્સાહભેર ઉપક્રમ કર્યો હતો, એ જણાવતા મ્હને આનંદ થાય છે. શરૂઆતનાં કેટલાંક પ્રકરણોની પ્રાસાદિક સરલતા એમનાજ પ્રયાસનું સુરસ પરિણામ છે. રા. ચીમનલાલ દેશાઇ પાસેથી મળેલાં "આદર્શ ચાચી"ની ભાષા ઉર્દુમય હોવાથી મૂળનો ભાવ સમજવાનું દુર્ઘટ થઇ પડતાં મ્હારા કોન્નગર નિવાસી બંગાળી મિત્ર શ્રીયુત લલિતમોહન ઘોષાલ પાસેથી "કાકીમા"ની મૂળ બંગાળી નકલ મેળવાની મ્હને ફરજ પડી હતી. કહેવાની જરૂર નથી કે અનુવાદ મૂળ બંગાળી ઉપરથીજ મોટે ભાગે કરવામાં કરવામાં આવ્યો છે; "આદર્શ-ચાચી" વાળું હિન્દી ભાષાન્તરનું પુસ્તક અલબત્ત મૂળનો ભાવ સમજવામાં માર્ગદર્શક થઇ પડયું છેખરૂં.

આ પુસ્તકનો વ્યવસાયનિમગ્ન હોવા છતાં પણ ઉપોદ્ઘાત લખી આપવા બદ્દલ પ્રો. કમળાશંકર સુંદરલાલ ત્રિવેદીનો મ્હારા પર ઘણો ઉપકાર થયો છે. તેમજ મ્હારા પ્રત્યેના કૃપા-પાર્ણ સદ્ભાવથી પ્રેરાઇને, જે સજ્જનોએ ઉત્તમ અભિપ્રાય પ્રદર્શિત કરી, મ્હને પ્રોત્સાહિત કર્યો છે, ત્હેમનો પણ મ્હારે આ સ્થળે ઉપકાર માનવો જોઇએ. મહુવાના ન્યાયાધીશ સાહેબ શ્રીમાન્ નટવરલાલ માણેકલાલ સુરતીએ મ્હને કીંમતી સૂચના કરવાની જે ખરે વખતે ખરી સહાય કરી છે, તે ખાતર તેઓશ્રીનો પણ જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે. પ્રુફ-સંશોધન વગેરેમાં સહૃદય સહાય કરવા બદ્દલ રા. જ્યોતીન્દ્ર હ. દવેનો પણ હું ઋણી થયો છું. છેવટે, કલામય પ્રેસના સંચાલકો, જેઓ સુભાગ્યે એક વખત મ્હારા સહયોગી હતા, ત્હેમનો ઉપકાર માનવાનું પણ મ્હારે ભૂલી જવું ન જોઇએ. [illegible] ખંત અને ઉત્સાહથી આ પુસ્તકના પ્રક[illegible] અને સુન્દર બન્યું છે

રા. ચીપતલાલ દેસાઈ તથા રમણીયરામ ત્રિપાઠીનો પણ એક રીત્યે ઉપકાર માનવો ઉચિત છે. કર્તવ્યની સુયોગ્ય દિશાનું સૂચન કરવા બદલ રા. ચીમનલાલનો ઉપકાર માનું છું. અનેક વિપત્તિઓ વચ્ચે પ્રાપ્ત થએલી પરવશતા તથા પ્રતિકૂલતા વડેજ આ કાર્યમાં ઉત્સાહયુક્ત આગ્રહ તથા ચીવટ રીઢાં થઇ દઢાયાં છે, અને છેવટે શીઘ્ર પ્રકાશનનો નિશ્ચયજ અમલમાં મુકાયો છે.

આમલીરાન,
સુરત.
તા. ૧૯-૨-૧-૨૪

પ્રસન્નવદન છબિલારામ દીક્ષિત.



# અનુક્રમણિકા.

# શુધ્ધિ-પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૮ | ૮ | શીશીમાં | શીશામાં |
| ૯૯ | ૩ | મા | નહિ |
| ૯૯ | ૪ | નહિ | મા |
| ૯૯ | ૨૧ | વિષેશ | વિશેષ |
| ૧૦૨ | ૨૦ | બાજી | બાજી |
| ૧૦૨ | ૨૪ | પુરતુંજ | પૂરતુંજ |
| ૧૦૩ | ૭ | યુક્તિપુર્વક | યુક્તિપૂર્વક |
| ૧૦૬ | ૧૩ | સુધામયી | સુધામયીને |
| ૧૦૬ | ૧૫ | સુધામયી | સુધામયીની |
| ૧૦૮ | ૧૩ | સૂખ | સુખ |
| ૧૦૮ | [illegible]૪ | રહ્યા | રહ્યો |
| ૧૦૮ | ૨૮ | હોછોછો | હોછો |
| ૧૦૯ | ૩ | તેમ તેમ | તેમ |

# કુલલક્ષ્મી કમલા

યાને

## એખલાસ વિના બધું એ ખલાસ

## પ્રકરણ ૧

### એજ વાત.

" *Words do well, when he that speaks them, pleases those that hear.*" *Shakespeare.*

"કેમ ! શો વિચાર કર્યો ? પેલી વાત મ્હેં ત્હમને કરી હતી, તેનું શું થયું ?"

"જોઇ લેવાશે હવે; અત્યારથી તેને માટે આટલી બધી ધમાલ કરવાની શી જરૂર છે ?"

"ત્હમારે મ્હોંએ તો રોજ એની એજ વાત ! પણ એમને એમ આજ કાલ કરતાં બે વરસનાં વ્હાણાં વાયાં. તે વખત તો ત્હમે કહેતા કે વૃદ્ધ માતાની હયાતીમાં જૂદાં પડવું એ કાંઇ ઠીક ના દેખાય. પણ હવે તે પરિસ્થિતિ ક્યાં રહી છે ? સાસુજીનું તો વરસીયે વળાઇ રહ્યું. હવે તો મ્હારી વાત માનો; કાંઇક એવી વ્યવસ્થા કરો કે આપણે સહેલાઇથી જૂદા રહી શકીએ."

"ત્હને ક્યાં ભાન છે કે લોક લજ્જા તે કોનું નામ ? ગમે તેમ હોય, પણ હું રહ્યો મોટો ભાઇ, અને તું તો કહેવાશે એની ભોજાઇ. એટલે આ વખત જો ગોવિન્દને જૂદો કાઢીશું તો લોકો

ત્હને ટુંપી ખાશે કે ગૃહતંત્રની લગામ હાથમાં આવતાં વારને નવી શેઠાણીએજ આ કારસ્થાન કર્યું છે."

"તેમાં મ્હારૂં શું જતું રહેવાનું હતું? આપણે આપણા સ્વાર્થનો વિચાર કરવો ખરો કે નહિ? બસો રૂપીયાના પગારમાંથી મહિને દહાડે કેટલું બચાવાય છે? આપણે આપણું સમાલવું કે અમુક આમ કહેશે અને તમુક તેમ કહેશે તેની ગણત્રી કરવા રહી, આખરે અલ્લા એક બદામ બની જવું? મ્હારી બા તો રોજ કહે છે કે ત્હારા બાપને જો એટલો પગાર હત તો તેટલામાં મ્હેં તો અડધું રાજ્ય ખરીદી લીધું હત."

"તું ત્હારા બાપની એકની એક દીકરી હતી. ત્હેમની પાસે જે કાંઈ હતું, તે બધું ખરચી નાંખીને તે બીચારા ત્હને સારે ઘેર પરણાવી ગયા છે."

"તેથીજ ત્હમને સંભાળીને ચાલવા હું કહું છું; ત્હમારે પણ પેટે બે દીકરીઓ પડી છે, તેની ત્રેવડમાં રહેવું પડશે. બીજાને ખાતર આપણું શા માટે બગડવા દેવું વારૂ? બે મહિના થયાં ત્હમારા ભાઇની નોકરી જતી રહી છે, તેથી ખર્ચનો બોજો બધો ત્હમારા માથા પર આવી પડયો છે. અને એ ભાઇ સાહેબ તો નોકરી નથી, એમ કહીને છૂટી જાય છે. ખાવાનું તો મળે છેજ, એટલે પછી બીજી એને ચિન્તા શાની હોય?"

"ધર્મ અને ન્યાયથી એનું પૂરૂં કરવાને હું બંધાએલો છું. તું હજાર વાત કરે, પણ એ રહ્યો મ્હારો નાનો ભાઈ. અને એને જ્યારે નોકરી હતી, ત્યારે સઘળો પગાર એ મ્હારા હાથમાં ઠાલવી દેતો હતો, પાઈ સરખી પણ પાસે રાખતો ન હતો."

"ત્હમારી એ બધી વાતો હું કાંઈ સમજું નહિ; ત્હમને કેટલીએ વાર કહ્યું અને પાછી ફરી કહું છું કે કાલને કાલજ તમારા ભાઈને બોલાવીને જે કાંઇ કહેવાનું હોય તે ખુલ્લે ખુલ્લું કહી દો."

"જુદાં પડવાની વાત મારાથી આ ઘડીએ એની આગળ ના કાઢી શકાય."

"તમારાથી નહિ થઈ શકે તો નાની વહુને બોલાવીને હું જાતેજ એ વાતનો નિકાલ આણી દઇશ."

"ના, ના, આ વખત તો તું કહે તે પણ ઠીક ના દેખાય."

"ત્યારે, ભલે તમે એ લોકોને લઇને રહો; હું મ્હારે પીયેર ચાલી જઇશ."

"ક્રોધ શું કરવા કરે છે? બે ચાર દિવસ હજી ખમીજા, પછી બધું થઇ રહેશે."

"જુઓ ત્યારે એક કામ કરો; તમારા ભાઇએ આઘેનાં સગાં-ઓની ઘરમાં જે આવડી મોટી ભીડ કરી દીધી છે, તે બધી બલાઓને કાલે ને કાલેજ વિદાય કરી દો. એ બધી ધાડ અહિં શા માટે જોઇએ? અરે, કોણ કયાંનું છે, તેનોય પત્તો નથી. શું એ લોકોનાં પણ ભય લજ્જા રાખવાનાં કે?"

"ઠીક છે, એ લોકોને બોલાવીને એ સંબંધમાં ઘટતું કહી દઇશ. એ વાત કાંઇ અયોગ્ય નથી."

"અયોગ્ય વાત હું તમને કોઈ દહાડો કહેતીજ નથી. મારી વાતો જો તમે લક્ષમાં લેતા હોત, તો અત્યારે કશી વાતની મારે ચિન્તાજ નહિ રહેત. બસ, કાલેજ એ વાતનો નિકાલ કરી દો. તમારા ભાઇને એ વાત ના રૂચે તો તેમને પણ પોતાનું સૂઝતું કરવા કહી દો."

---

# પ્રકરણ ૨

## પરિચય.

*Learning by study must be won,*
*'T was ne'er entailed from Son to Son* Gay

પૂર્ણિમાની મધ્યરાત્રિએ બીજા માળની સુશોભિત મેડીમાં આગળ વર્ણવેલી વાતો ચાલી રહી હતી. રમણી ગોપાલચન્દ્રની સ્ત્રી હતી. ગોપાળ બાબુ વર્દ્ધમાન જીલ્લાના સોનાપુર ગામના શ્યામ સુંદર બન્દોપાધ્યાય નામના એક સમૃદ્ધિશાલી શ્રીમંતના જ્યેષ્ઠ પુત્ર થતા હતા. દાન, ધ્યાન, પરોપકાર, દયા વગેરે ઉત્તમ પ્રકારના ગુણોને લીધે શ્યામ સુન્દર બાબુના ઉપર લોકોનો સારો ભાવ હતો. એમને ઘેર અનેક આશ્રયરહિત અનાથ વિધવા સ્ત્રીઓનું પાલન થતું હતું. પોતાની પાછળ સારી કીર્તિ, બે પુત્ર, એક પુત્રી તથા પ્રિયતમા પત્ની મૂકીને પચાસ વર્ષની વયમાંજ તેઓ સ્વર્ગવાસી થયા હતા. ત્હેમના મરણને બે વરસ વીત્યાબાદ ત્હેમની સ્ત્રી પણ સ્વર્ગવાસી થઇ. શ્યામ બાબુના મોટા પુત્રનું નામ ગોપાલચન્દ્ર બન્દોપાધ્યાય અને નાનાનું નામ ગોવિન્દચન્દ્ર બન્દોપાધ્યાય હતું. શ્યામબાબુ સ્વનામધન્ય પુરૂષ હતા. પુષ્કળ દ્રવ્ય પેદા કરી. ત્હેમણે તેનો સદ્વ્યય કર્યો હતો. ત્હેમના મરણ બાદ ત્હેમની સમસ્ત મીલકતનો વારસ મોટો પુત્ર ગોપાલચન્દ્ર થયો. ગોવિન્દચન્દ્ર સુશિક્ષિત તેમજ સુશીલ હોઇ, મોટા ભાઇનું બધામાં માન રાખતો. ઘરના માલીક તરીકે ગોપાલબાબુ જે કાંઇ કરતા, તેમાં તે કદી માથું મારતો નહિ. શ્યામ બાબુ કલકત્તામાં કોઇ શરાફની પેઢીમાં માસિક ત્રણસો રૂપીયાના પગારવાળી ઉંચા દરજ્જાની નોકરી ઉપર હતા. ખંત અને ખબરદારીથી તેમણે જે નોકરી બજાવી હતી, તે ખાતર તેમને પેનશન સુદ્ધાં આપવામાં આવ્યું હતું. મોટા સાહેબની આગળ લાગવગ લગાડીને પોતાનીજ ઓફીસમાં તેમણે બન્ને છોકરાઓને નોકરીએ વળગાડી દીધા હતા. મોટા સાહેબ અત્યંત દયાળુ તથા સહૃદય હતા. શ્યામ બાબુના મરણ બાદ ત્હેમનું પેન્શન બંધ થતાં, ગોપાળને બસો રૂપીઆ અને ગોવિન્દને સો રૂપીયાનો તેમણે પગાર કરી આપ્યો હતો. એકાએક આવડો ભારી પગાર મળતાં, ગોપાળ બાબુ

આકાશમાં ઉડવા લાગ્યા. પતિ વિયોગથી પીડિત થઇ રહેલી વૃદ્ધ માતાની સેવા શુશ્રૂષા કરવાને બદલે ગૃહપત્નીની નૂતન વાસનાઓ તૃપ્ત કરવાનું ત્હેમણે નિત્યનું વ્રત આરંભ્યું હતું. નાનો પુત્ર માતાની મરજી અનુસાર વર્તતો. ત્હેણે પોતાનાં સ્ત્રી પુત્રને માતાની સેવા કરવાનું શીખવ્યું હતું. પોતે જાતે પણ માતાના પગની રજ નિત્ય માથે ચઢાવ્યા વગર પાણી સરખું પીતો નહિ. મોટી વહુને એના પતિએ મ્હાંએ ચઢાવેલી હોવાથી તે સાસુથી ડરતી નહિ, તેમ ત્હેની સેવા ચાકરી પણ કરતી નહિ. સાસુ પણ નાની વહુની સેવા-ભક્તિથી ત્હેના પર ઘણી પ્રસન્ન રહેતી. આ બધું મોટી વહુની આંખમાં ખુંચવા લાગ્યું; અને તેને લીધે નાની વહુ ઉપર તે કોપે તેવાં આળ ચઢાવવા લાગી. સાસુ ઉપર પણ પક્ષપાતનો આરોપ મુકાયો. શ્યામ બાબુના સુખમય સંસારમાં તે આમ "કલં-કની આગ સળગાવવા લાગી. પિતાના મરણ બાદ ગોપાળ બાબુજ ઘરના સર્વતન્ત્ર માલીક હતા. ઘરમાં ટંટાના આ લક્ષણ જોઇ, કોઇ ત્હેમને કાંઈ કહેવા જતું, તો તેઓ ત્હેના ઉપર સખ્ત ઘૂરનરો કરી દેતા.

એ કારણને લીધે ઘરના કંટાળેલા આશ્રિત કુટુંબીજનો ધીરે ધીરે પલાયન કરી જવા લાગ્યા. ઘણો સગો આત્મીય વર્ગ તે સ્થાનનો ત્યાગ કરી ગયા હતા. તેમ શ્યામ બાબુની એકની એક દીકરીનો નંબર પહેલો હતો. મોટી ભાભીને અન્યાય કરતા જોઇને, નણં-દના મ્હોડામાંથી અચાનક બે'ક પડતા શબ્દો નીકળી પડતાં, ગોપાળ બાબુએ પત્નીનો પક્ષ લઇ બ્હેનનું અપમાન કર્યું. ત્યારથી ત્હેણે પિતાના ઘરને નવ ગજના નમસ્કાર કર્યા હતા. બારે માસ સાસરેજ પડી રહેતી. માતાનું વ્હીલું મુખ જોઇ, ગોવિન્દ બાબુ કોઈ કોઈવાર બ્હેનને પાછી બોલાવી લાવવા પ્રયત્ન કરતો. પણ એ પોતાના અપમાનની વાત યાદ દેવડાવી ત્હેને ટાઢો પાડતી. એ જોઇ વૃદ્ધમાતાના મનમાં ઘણું લાગી આવતું. પોતાની હયાતી

દરમ્યાન બન્ને ભાઇઓ માંહોમાંહ્ય વઢી મરે નહિ તેટલા ખાતર તે બન્નેને રોજ શીખામણ દયાં કરતી. એ શીખામણ ગોપાળ બાબુને ગળે ઉતરી હતી. પરન્તુ હવે એ ઘરડી માતા પણ રહી ન હતી, તેમજ એવી શીખામણનાં પણ સાંસાં હતાં. દાન ધ્યાનની ખ્યાતિને લઇને અસંખ્ય દીન દુખીયાંનો સમાગમ પણ હવે પહેલાંની માફક મળી શકતો નહિ. હિંસા, દ્વેષ, મનોમાલિન્ય વગેરેનું જ એના ઘરમાં હવે સામ્રાજ્ય ફેલાઇ રહ્યું હતું. કુટુંબીજનોના ઉપર પોતાનો અમલ બેસાડવાની મોટી ભાભીની ઇચ્છા મોટી હોવાથી, ગોપાળ બાબુને રાત દિવસ તે જૂદાં રહેવાની ઉઘરાણી કર્યાં કરતી. ગોપાળ બાબુ પણ ત્હેના ઉપદેશ મન્ત્રમાં મુગ્ધ બની ત્હેની હાયે હા ભણીને "नास्ति बन्धुसमोरिपुः" એ સૂત્રનું વિષબીજ વાવવા લાગ્યા હતા. પત્નીના ઉપદેશના પરિણામે કનિષ્ઠ સહોદર ગોવિન્દના પ્રત્યે ત્હેમનું વર્તન દુષ્ટ બનવા લાગ્યું હતું.



# પ્રકરણ ૩

## ભાઇ–ભાઇ

*Vessels large may venture more,*
*But little boats should keep near shore.*

*Benj Franklin.*

**આ**જે રવિવારે પ્રાતઃકાળમાં શ્યામ બાબુના દીવાનખાનામાં નાનાં નાનાં બાલક બાલિકાઓ, સમાન વયના યુવકો તેમજ દીન દુખીયાં આંધળાં લૂલાં આદિ એક પછી એક આવ્યાં જાય છે. સુકુમારમતિ બાલક બાલિકાઓને આશા છે કે હમે હમારા પાઠ

સારી રીતે સંભળાવી, ગોવિન્દચન્દ્ર પાસેથી કાગળ, કલમ, કૉપી પેન્સીલ વગેરે ઇનામ મેળવીશું. યુવાનોના મનમાં આશા છે કે આજે હમે નાના પ્રકારના વાર્તાવિનોદ કરી આનંદ ઉપભોગ કરીશું. દીન દુઃખીયાં પોતાના દુઃખની વાત સંભળાવી, સારી ભિક્ષા મેળવવાની આશા રાખી રહ્યાં છે. દીન દુઃખી તથા બાલક બાલિકાઓનું એ પ્રકારનું આગમન કાંઇ આજે નવું નથી. બલકે શ્યામ બાબુની જીવિત અવસ્થામાં એથીયે અધિક માણસોની મેદની મચી રહેતી. ગોપાળચન્દ્રને દાન પુણ્ય કરવું પસંદ ન હોવાથી આ પ્રકારની મેદની ક્રમે ક્રમે ઓછી થઈ ગઈ હતી. કેવળ ગોવિન્દચન્દ્રના આગ્રહને લીધે પૂર્વ પ્રથા નામમાત્રનીજ રહી હતી. ગોવિન્દ પોતાના સ્વભાવ અનુસાર બાલક બાલિકાઓમાંથી કોઇને ભણાવે છે, તો કોઇને પાઠ ન તૈયાર કરવા બદલ ઠપકો આપી રહ્યો છે. એ દરમ્યાન કેટલાક ભીખારી એની પાસે આવી કહેવા લાગ્યા:—

“બાબુજી ! હમને કાંઇ અપાવો; હમે બહુવારથી બેસી રહ્યા છીએ.” એ સાંભળી. ગોવિન્દ બાબુએ એમને સહજવાર થોભી જવા કહી, પોતાના પુત્રને કહ્યું;—“ અરે રામચરણ ! ત્હારા મોટા કાકાને કહે કે ભીખારીઓ સઘળા ક્યારના આવીને બેસી રહ્યા છે; શચીન્દ્રને પણ બોલાવતો આવજે, ને એને પુછજે કે આજે ભણવા કેમ નથી આવ્યો !” એ સાંભળી રામચરણ ઘરમાં જઇને કાકાને કહેવા લાગ્યો:—“ કાકા ! ભીખારીઓ બધા ક્યારના આવીને બેસી રહ્યા છે; બાપાએ કહાવ્યું છે કે ત્હમે આવીને પૈસા આપી જાઓ. અને આજે ભાઇ, ભણવા કેમ નથી આવ્યો ! બાપાએ એને બોલાવી લાવવા કહ્યું છે.” એવામાં શચીન્દ્ર-એકાએક ત્યાં આગળ આવી પહોચતાં રામચરણે ત્હેને કહ્યું:—“ ભાઇ ! ત્હમે આજે ભણવા કેમ નહિ આવ્યા ? ત્હમે પાઠ તૈયાર કરશો નહિ તો બાપા ત્હમને મારશે હોં !”

એ સાંભળી, શચીન્દ્ર બોલ્યોઃ—"હું કાકાને કહીશ. બાએ આજે મ્હને આવવાની મના કરી હતી, ને મ્હને આવવાજ નહિ દીધો."

રામચરણઃ—"કેમ, કાકી ! ભાઇને આજે ભણવા કેમ ના આવવા દીધો ? હું બાને કહીશ કે કાકી ભાઇને ભણવા આવવાની ના પાડે છે, અને તું તો મ્હને રાત દીવસ ભણવાનું કહ્યાં કરે છે."

કાકીએ કાંઇક ખીજવાટની સાથે જવાબ દીધોઃ—"એ કાંઈ હવે ભણવા નથી આવવાનો; ત્યાં ભણવાનું શું ધૂળ છે ? છોકરાઓને ખાલી બેસાડીને ધીંગા મસ્તી કરાવ્યાં કરે છે. ત્હારા બાપને જઇને કહે કે એ બધું હવે નહિ ચાલશે. અને બહાર જે ભીખારાં બેઠા છે ત્હેમને કહે કે 'ચાલ્યા જાઓ,' અને ત્હારા બાપને એમ પણ કહેજે કે ત્હમે જ્યારે ફરી કમાતા થશો ત્યારે સદાવ્રત ચાલુ થશે." ગોપાળ ચન્દ્ર અત્યાર લગી આ બધી વાત સાંભળી રહ્યા હતા, તે કાંઇક ખેદ સહિત બોલી ઉઠ્યાઃ—"અરે, એતો છોકરૂં છે; એની આગળ આ બધી વાતો કરવાની શી જરૂર છે ? અરે, રામા ! ત્હારા બાપાને મ્હારી પાસે બોલાવી લાવ, મ્હારે એમને કાંઇક કહેવું છે."

રામચરણઃ—"કાકા ! ભીખારૂઓ બૂમ પાડી રહ્યા છે, આપ જઇને ત્હેમને કાંઇક આપી આવો."

ગોપાળઃ—"ત્હારા બાપને બોલાવી લાવ; હું બધો બંદોબસ્ત કરૂં છું." એ સાંભળી, રામચરણ બાપને બોલાવવા ચાલ્યો ગયો. મોટી વહુએ ગોપાળને કહ્યુંઃ—"જુઓ ! આજે ત્હમે બધું ચોખ્ખું ચટ કરી નાખો; એ તો કાંઈ કામધંધો તો કરતો નથી, ને બીજાની કમાણીપર દાનેશ્વરી બની બેસે છે."

ગોપાળઃ—"અરે, તું આમ મ્હીકાય છે, શા માટે ? આજ જોઉં છું કે મામલો ક્યાં સુધી પહોંચે છે."

એ બન્ને વચ્ચે આમ વાત ચાલી રહી હતી. તેવામાં ગોવિન્દ બાબુ ત્યાં આવી પહોંચ્યા, અને કહેવા લાગ્યાઃ—"ભાઇ! મ્હને શું કહો છો?"

ગોપાળઃ—"હાં, ત્હમે આવી પહોંચ્યા? કહેવાનું એ છે કે દર રવિવારે ભીખારૂઓની આ ધમાલ હવે ના જોઇએ; ત્હમારા આવાં દાનેશ્વરીપણાથી હવે તો હું ગભરાઇ ઉઠયો છું. જુઓ તો છોજ કે ત્હમારે હાલ નોકરી નહિ હોવાથી, ખર્ચનો બધો બોજો મ્હારાજ માથા ઉપર આવી પડયો છેઃ—આજે એ બધાં ભીખારૂઓને વિદાય કરી દો."

ગોવિન્દઃ—"ભાઇ, હું સઘળું સમજું છું; મ્હારી નોકરી જતી રહી છે, નોકરી વગર મ્હને ખાવાનું પણ ભાવતું નથી, ત્હમે કુટુંબની સંભાળ રાખો છો, એટલે મ્હને કાંઇ ખાસ અકળામણ થતી નથી."

ગોપાળઃ—"અત્યાર લગી ન્હોતી થતી તો હવે કરજો; એ લોકોને પાછા કાઢો, ને પછી દિવાનખાનું બંધ કરીને પાછા અહીં આવો; મ્હારે ત્હમને કાંઇક ખાસ બે ત્રણ વાત કહેવાની છે."

ગોવિન્દઃ—"ભીખારીઓને ચાલ્યા જવા કહું? એ બીચારા ઘણીવારથી ખોટી થાય છે. હું આજે શું કહીને એમને પાછા કાઢું? ભાઈ, આજે તો એ લોકોને કાંઇક પણ આપો. મ્હારાથી એમને જતાં રહેવાનું તો નહિ કહેવાય."

ગોપાળઃ—"ના કહેવાય તો ત્હમારી પાસેથી આપજો; મ્હારાથી કાંઈ પણ આપી શકાશે નહિ."

ગોવિન્દઃ—"મ્હારી પાસે તો એક ફુટી બદામ પણ નથી; એ વાત કાંઈ આપને અજાણી નથી. નોકરી હતી, ત્યારે પણ મ્હારી પાસે પાઈ સરખી રાખતો ન હતો. અત્યારે મ્હારી કેવી કંગાળ હાલત થઈ ગઈ છે, તે પણ આપ જાણો છોજ."

ગોપાળઃ—"અત્યારે મ્હારાથી કાંઈ પણ નહિ આપી શકાય; મ્હારે રૂપીઆની ભારે તંગી છે."

ગોવિન્દ:—" કૃપા કરી આજે તો એ લોકોને કાંઇ પણ આપો અગર અપાવો. કોઇ પણ પ્રકારે માન–મર્યાદા તો જાળવવાંજ જોઇએને ?"

ગોપાળ:—" વળી, માન–મર્યાદા કેવાં ? ત્હમે જ્યારે કમાતા હતા, ત્યારે આપતા હતા. અત્યારે નથી કમાતા તો સાફ કહી દો કે મ્હારી પાસે કાંઈ પણ નથી. હું તો ત્હમને પહેલેથીજ કહેતો આવ્યો છું કે હવે આવાં સદાવ્રત બંધ કરવાં પડશે. નાહક બે ત્રણ રૂપીયાનો ખર્ચ વધી જાય છે."

ગોવિન્દ:—" ભાઇ ! એ ખર્ચ કાંઇ નકામો નથી; બાપાજી જીવતા હતા, ત્યારે તો રોજ આઠ દશ રૂપીયા ખરચી નાંખતા. આપણે તો ફક્ત બે ત્રણ રૂપીયામાંજ કામ પતાવીએ છીએ. ભીખ માંગનારા આપની વાટ જોઈ રહ્યા છે."

ગોપાળ:—" મ્હારી વાટ જોઇ રહ્યા છે ! ભીખ આપું છું હું પણ મ્હારૂં તો એ લોકો કોઈ દહાડો નામ સરખુંયે દેતા નથી; હંમેશાં ત્હારૂંજ નામ દયાં કરે છે."

બન્ને ભાઇઓ આ પ્રમાણે રકઝક કરી રહ્યા હતા, તે દરમ્યાન રામચરણ ત્યાં આવીને કહેવા લાગ્યો:—" બાપા ! ભીખારૂ ચાલ્યાં જાય છે; તેઓ કહે છે કે આ ઘેર હમે હવે કદી પણ આવીશું નહિ. દાન આપવાની દાનત નહોતી તો પહેલેથી તેમ કહેતાં શું થતું હતું ? નકામા ખોટી થવાને બદલે હમે હમારે ચાલ્યા ગયા હત."

ગોપાળ:—" શું જતા રહે છે ? ચાલો, બહુ સારૂં થયું. હવેથી એ લોકોને કાંઇપણ આપશો કરશો નહિ."

રામચરણ:—" એમ કેમ, કાકા ? એ લોકો તો ગમે તેમ બકવાટ કરી રહ્યા છે; ગાળો સુદ્ધાં દયાં કરે છે."

ગોવિન્દ:—" ભાઈ, એ લોકોને કાઢી મૂકવા, એ કાંઇ ઠીક ના કહેવાય."

ગોપાળ:—" સારૂં ના કહેવાતું હોય તો ત્હમારા ગજવામાંથી આપો; મારી પાસે તો હવે એક પૈસો પણ નથી."

રામચરણ:-"મારી પાસે એક પૈસો છે, કાકા ! આપે તે દિવસે મ્હને જે ચળકતા બે પૈસા આપ્યા હતા, તે મ્હેં મારી બાને રાખવા આપ્યા છે, કહો તો, એ બન્ને પૈસા દોડતો લઈ આવું.

એમ કહી, પોતાની માતા પાસે દોડી ગયો,

ગોપાળ:—" જા જા, એજ પૈસા આપી આવ."

એક લાંબો નિસાસો નાંખી, ગોવિન્દ દીવાનખાના તરફ પાછો ફરવાની તૈયારીમાં હતો, તેવામાં ગોપાળ બાબુએ કહ્યું:-" જતા રહો છો ? જરાક થોભી જાઓ; હજી એક વાત કહેવાની છે.

" આવું છું." એમ કહી ગોવિન્દચન્દ્ર ત્યાં આગળથી ચાલ્યો ગયો. તેના ગયા બાદ મોટી વહુએ ગોપાળ ચન્દ્રને કહ્યું:- 'જોયું ? ત્હમારા ભાઇનું તેજ ? બોલાવવા છતાં નહિ આવ્યા. દાન આપવાની પોતાની જાતમાં તો સત્તા નથી, છતાં ' આ સારૂં નથી, ' અને ' તે સારૂં નથી', એમ કહેતાં આચકો ખાતા નથી. આજે ને આજેજ એ સઘળી બલાઓથી છુટા થઇ જાઓ. જેટલી દૂરની સગી ડોશીઓ ભરાઈ છે, તેટલી બધીયને પોતાને ખર્ચે ચાલ્યાં જવાનું કહી દો.

ગોપાળ:-" ગોવિન્દ આવશે ત્યારે આ બધી વાત એને કહીશ, જમવાની કેટલી વાર છે ? એક વાર અંદર જઇને તું ખબર કાઢી આવ, એટલી વારમાં હું બજાર જઇ આવું છું."

મોટી વહુ:—" રસોઇની બાબતમાં કાંઇ કહેવા જેવું નથી. નાની વહુ તથા બધી ડોશીઓ મળીને રસોઇનું કામ આટોપી બેઠે. આજે બજાર જવાની કાંઇ જરૂર નથી. ઘરમાં જે જે વસ્તુઓ છે, તેનાથીજ ચલાવી લઇશું."

આણી તરફ ગોવિન્દ બાબુ દીવાનખાનામાં આવીને જુએ છે તો બધાં નાનાં છોકરાં ચાલ્યાં ગયાં છે. ભીખારીઓ પણ ભીખ નહિ મળવાથી હતાશ થઇને ચાલ્યાં ગયાં છે. ફક્ત એક લુલો ડોસો પડ્યો પડ્યો બૉર્બૉ કરે છે. રામચરણે મા પાસેથી બન્ને પૈસા લઇ

આવી, ગોવિન્દ બાબુને કહ્યું:—"બાપા! ભીખ માંગનારા ક્યાં ગયા? હું પૈસા લઇ આવ્યો છું.

ગોવિન્દ ચન્દ્રે જવાબ દીધો:—"લઇ આવ્યો? સારૂં કર્યું; પેલા સૂઇ રહેલા ડોસાને આપી આવ. રામચરણની ઉમ્મર માત્ર ચાર વર્ષની હતી. ત્હેણે તે સૂઇ રહેલા લંગડાને જગાડયો, અને ત્હેના બન્ને હાથમાં બન્ને પૈસા મૂકીને કહ્યું:—"લે! આ ત્હારી માને આપી દેજે, તે પેટીમાં રાખી મૂકશે." ભીખારી હસતો હસતો રામચરણને આશીર્વાદ આપી ચાલતો થયો. રામચરણે ત્હેણે દીધેલી આશિષનું રટણ કરતાં કરતાં ગોવિન્દ બાબુને કહ્યું:—"બાપા! ઘેર ચાલો. બા રડયાં કરે છે. કાકી ફાવે તેમ બકવાટ કર્યાં કરે છે. જમના માએ કાકાને બજાર જવાનું કહ્યું હતું, પણ એ કાંઇ ગયા નથી.

એ સાંભળી ગોવિન્દ ચન્દ્ર વિચાર કરવા લાગ્યો:—"આ જે કાંઇ મામલો મ્હારા જાણવામાં નથી. પ્રભુ કરે તે ... લગ્નમાં જે હશે તે થશે. ત્યારબાદ રામચરણને કહ્યું:—"તું ત્હારી બા પાસે જા; હું થોડીવારમાં આવું છું. એ સાંભળી રામચરણ ચાલ્યો ગયો.

ગોવિન્દ બાબુ પોતાના હિત મિત્રોની સાથે ઉપલી ઘટનાનું સ્પષ્ટ વિવેચન કરી પોતાના ફોરામત પર અફસોસ કરી રહ્યો હતો, તે વખતે શચીન્દ્રનાથે ત્યાં આગળ આવીને કહ્યું:—"કાકા બાપાજી આપને બોલાવે છે, જલદી આવો."

ગોવિન્દબાબુએ જવાબ વાળ્યો:—"બહુ સારૂં ત્યાં જઇને તું કહેજે કે કાકા હમણા આવે છે.

ત્યાર પછી, ત્યાં બેઠેલા મિત્રોને કહ્યું:—"ભાઇઓ! હમણાં હું જાઉં છું: જે કાંઇ થશે તે બીના સંધ્યા કાળે તમને કહીશ. તમે લોકો મ્હારે માટે કાંઇ નોકરીની શોધ કરો; કામ ધંધા વગર હવે ચાલવાનું નથી." એને ધીરજ આપી, બધા મિત્રો ચાલ્યા ગયા; ત્યાર પછી, દિવાનખાનું બંધ કરી ગોવિન્દચન્દ્ર મોટાભાઇની પાસે ગયો.

---

# પ્રકરણ ૪

---

## જુદા—જુદા.

*Mankind are unco' weak,*
*And little to be trusted;*
*If self the wavering balance shake,*
*It's rarely rightly adjusted.* Burns.

ગોવિન્દ ગમગીન ચહેરે ઘરમાં પ્રવેશ કરીને જુએ છે તો દશ વાગી ગયા છે, પણ હજી ચૂલો સરંબોએ સળગ્યો નથી, કે, રાંધવાની બીજી કોઈ સામગ્રી પણ તૈયાર થએલી જણાતી નથી. ઘરની આવી દશા જોઈ, તેનું કારણ જાણવાની ત્હેને ઈચ્છા તો બહુ થઈ, પણ તેમ કરવામાં કોઈ પણ પ્રકારે વિલંબ થાય તો ભાઈ નારાજ થાય, એ ભયથી પ્રથમ ભાઈની પાસેજ જવાનું મન પર લીધું. ત્યાં જઈને જુએ છે તો ગોપાલચન્દ્ર ગૃહપત્નીની સાથે વિશ્રંભાલાપ કરી રહ્યા છે. એને જોઈને ભાભી સાહેબ કાંઈક સંકોચાઈને દૂર જઈને બેઠાં. ગોવિન્દબાબુએ કહ્યું:—"ભાઈ! શચીન્દ્રને ત્હમે મ્હને બોલાવવા મોકલ્યો હતો?

ગોપાળ:—હા, કહેવાનું એ છે કે હાલમાં તમારે કાંઈ નોકરી ચાકરી નહિ હોવાને લીધે, કુટુંબનો બધો ખર્ચ મારે ભોગવવો પડે છે. એવા વખતમાં, જમના મા, ગંગા ફોઈ, કાશીબા, એ બધા બાપદાદાનું ઘર હોય તેમ અડ્ડો જમાવીને અહીંજ પડી રહ્યાં છે, ત્હેમને બધાંને વિદાયગીરી આપ્યાથી મ્હારા માથાનો ભાર ઘણો ઓછો થશે, તેથીજ કહું છું કે આજે રવિવાર છે તો એ લોકોને કહી દો કે સહુ સહુને રસ્તે પડી જાય. હું મ્હારી જાતે કહી દત, પણ એના ઉપર ત્હમારૂં ખેંચાણ વધારે દેખું છું, માટે ત્હમને કહેવા કહું છું.

આજે જો કાંઇ નહિ થાય, તો પછી સાત દિવસ સુધી કાંઈ નહિ થઈ શકે; કેમકે ઓફીસના કામમાં હું રોકાએલો રહીશ. ત્હમારી શું સલાહ છે ?"

ગોવિન્દઃ—"હું સારી પેઠે સમજું છું કે મ્હારે નોકરી નહિ હોવાથી બધી બાજુ ત્હમારે સમાલવી પડેછે. હું નોકરીને સારૂ પ્રયત્ન તો કરી રહ્યોછુંજ; બહુ જણાને કહ્યું છે; ત્હમે પણ શોધમાંજ છો, એટલે આશા છે કે જલદીથી કોઇ કામ હાથ લાગશે. આટલા દિવસ નીભાવ્યું છે તેમ હજી થોડા દિવસ નીભાવશો તો શું પડશે. એ લોકોને વિદાય કરવાથી આપણો ખર્ચ કેટલો કમી થવાનો હતો ?"

ગોપાલઃ—"અરે ઘણો કમી થઇ જશે. ત્હમારાથી એમનો ખર્ચ ચલાવી શકાતો હોય તો રાખો; હું કાંઇ એ લોકોને ખાતર વૃથા ખર્ચ વધારીશ નહિ."

ગોવિન્દઃ—"વૃથા શાનો, ભાઇ ? એ લોકોનો કાંઈ આપણા ઉપર ઉપકાર થોડો છે ? રાત દીવસ આપણું કેટલું બધું કામ કરે છે ! એમને જો આજે વિદાય કરીશું તો તેથી એમને શું ખાસ નુકસાન થવાનું હતું ! આજે આપણે ત્યાં છે, કાલે બીજે ઠેકાણે જઈને રહેશે. ભગવાન કોઇને ભુખ્યાં સૂવાડતો નથી. આજે એમને વિદાય કરીશું, તો કાલથી રસોઇઓ તથા બાઇ રાખ્યા વગર આપણું કામ ચાલી શકશે નહિ, તેથી તો ખર્ચ ઘટવાને બદલે ઉલટો વધશે."

ગોપાળઃ—"હું જોઉં છું કે હમણાં હમણાંના ત્હમે બહુ હિસાબી થયા છો. મ્હારો ખર્ચ શાથી ઘટશે કે વધશે તેની મ્હને ખબર છે. ત્હમારે તેમાં માથું મારવાની જરૂર નથી. હું જાણવા માગું છું કે ત્હમે એમને કાઢશો કે નહિ ?"

ગોવિન્દઃ—"આ જીંદગીમાં તો નહિ; નાનપણથીજ જેમણે મ્હારૂં પુત્રની પેઠે પાલન કર્યું છે અને દશ પંદર વર્ષથી બાજા-

જીએ જેમને આશ્રય આપ્યો છે, તેઓને આ જીંદગીમાં તો હું નિરાશ્રિત નહિજ કરૂં. મ્હને જો ખાવાનું મળશે તો એમને માટે પણ મળી આવશે. કૃપા દૃષ્ટિથી મ્હને જો ખાવાનું આપતા હોતો એમને પણ આપજો. ”

ગોપાળઃ—“ ત્હારે જો એમને કાઢવાં ના હોય તો કાલથી ત્હમારા પણ ખાવા પીવાનો બંદોબસ્ત જૂદો કરો. હવે મ્હારી પાસેથી કશું મળશે નહિ. એ લોકોને કહી દેજો કે હવે મ્હારા ઘરમાં ત્હમારે માટે સ્થાન નથી. કાલથી ત્હમે પણ જૂદા થઇ જાઓ. કાલથી ત્હમારે પણ મ્હારા કુટુંબ સાથે કોઈપણ પ્રકારનો સંબંધ રહેશે નહિ.

ગોવિન્દઃ—ભાઈ ! મ્હને શું કરવા જૂદો કાઢો છો ? મ્હારી એક વાત સાંભળો. આપ મ્હને સદા સ્નેહ દૃષ્ટિથી જોતા આવ્યા છો, હું પણ આપને આજ્ઞાધીન થઇને રહું છું. જૂદા થવામાં આપણ એમાંથી એકનું શ્રેય થવાનું નથી. આજ પર્યન્ત આપણે બન્ને ભાઇઓ એકઠા હોવાથી ગામમાંથી તો શું પણ દેશ પરદેશથી જે કાંઇ આમંત્રણ આવે છે તે શ્યામ બાબુના નામથી આવે છે, અને આપણે બન્ને ભાઇઓ જઈએ છીએ. કાલ અલગ થઇ જવાથી નિમંત્રણ પણ અલગ અલગ આવશે. અને આપણે જો પૃથક પૃથક નિમંત્રણ નહિ કરીશું તો તે સ્થળે આપણી ઇજ્જત નહિ રહે. અને જૂદા જૂદા ખર્ચ કરવાથી બન્નેના પરનો બોજો વધી જશે અને આપણે ઉલટા નુકસાનીમાં આવી પડીશું. ”

ગોપાળઃ—“ ઓહો ! ત્હમે તો હવે કાંઈ મોટા પંડિત બની ગયા છો ! એ બધી વાત તો હું સમજતો નથી. કાલથીજ તમે જૂદા થઈ જાઓ, અને ત્હમારો ખર્ચ પણ જૂદો કરો. આજનો દિવસ એકઠા ખાઓ; કાલથી બસ જૂદા—જૂદા. ”

ગોવિન્દઃ—“ આપ શું મ્હને ખરેખર જૂદોજ કાઢો છો ? ”

ગોપાળઃ—ખચીતજ; ત્હમે ત્હમારો ખર્ચ કરો, હું મ્હારો કરૂં. ત્હમને અગાઉ પણ અનેકવાર કહી ચૂક્યો છું કે એ લોકોને

અલગ કરી દો, પણ ત્હમારે ગળે એ વાત ઉતરતીજ નથી. એથી આજ લાચારીથી ત્હમને સુદ્ધાં અલગ કરવા પડે છે. કાલથીજ ત્હમારે જૂદા થઇ જવાનું છે. "

ગોવિન્દઃ—ભાઈ ! જો મ્હને જૂદોજ કાઢવા માંગતા હો તો હજી થોડાક દિવસ કૃપા કરીને થોભી જાઓ; મ્હારી પાસે અત્યારે ફુટી બદામ પણ નથી. મ્હારૂં ગાડું શી રીતે ગબડશે ? "

ગોપાળઃ—" શી રીતે ગબડશે ? એની મેળે ગબડશે. ત્હમારા મગજમાં બહુ ફાંકો છે; જ્ઞાનની વાતો પણ થોડી હાંકતા નથી. ત્હમણાંજ કહેતા હતાને કે ભગવાન કોઇને ભૂખ્યાં સૂવાડતો નથી. "

ગોવિન્દચન્દ્ર તો આ સાંભળી આભોજ બની ગયો. દિઙમૂઢ જેવો થઇને વિચાર વમળમાં પડી ગયો. એને વિચારમાં ગરક થઈ ગએલો જોઇને ગોપાળે કહ્યું:—" જુઓ, સાંજે મહોલ્લાના પાંચ માણસોને બોલાવી, આપણે ભાગ પડાવીશું. "

ગોવિન્દઃ—" એમાં પારકાની શી જરૂર છે ? આપ મ્હને જે કાંઇ આપશો, તેનાથી હું સંતોષ માની લઇશ; આપણા ઘરની પંચાત માં પારકાઓને વચ્ચે પડવાની કાંઇ જરૂર નથી. "

ગોપાળઃ—" બહુ સારૂં. ત્યારે દિવાનખાના વાળું મકાન હું ત્હમને આપું છું, તેમાં રસોડું બનાવી લેજો હું ત્યાં આગળ ભીંત કરાવી દઇશ. આ વખત બૈરાંઓમાં પણ બહુ કલેશ વધી ગયો છે.

ગોવિન્દઃ—" એ બધું આપની સંમતિથીજ થએલું છે. આ પ્રકારની ભાભી સાહેબની જૂદાં રહેવાની ઇચ્છા આજ કાંઈ નવી નથી. આટલા દીવસ હું જો ચૂપ ચાપ રહ્યો ન હત તો આપે મ્હને ક્યારનો યે જૂદો કરી દીધો હત.

મોટી ભાભી છંછેડી ઉઠ્યાં;—સારૂ દીયેરજી સારૂ; કંકાસ કરનારી તો એક હુંજ છું ત્હમારાં એ તો કાંઇ જાણતાંજ નથી.

ગોવિન્દઃ—" અરે, ભાભી ! ગુસ્સે શું કરવા થાઓ છો ? ત્હમારો શું વાંક ? ત્હમે લોકો તો પારકી જણીઓ છો. અહીં આવ્યાથી સંબંધ જોડાયો છે. એથી ત્હમારામાં માંહોમાંહે ક્લેશ થાય, તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી. પણ હમે બન્ને તો સહોદર ભાઈઓ છીએ; બન્ને સાથે ઉછર્યા છીએ; એક માબાપથી ઉત્પન્ન થયા છીએ; છતાં ક્લેશ કરવાની ઇચ્છા થાય છે, તો પછી ત્હમારી બૈરાં લોકોની તો વાતજ શી કરવી ? તે દિવસ ત્હમે 'મ્હને પીરસ્યું નહિ.' એમ કહીને જે નાહક મિથ્યા ઝઘડો મચાવ્યો હતો તેમાં એનો શું વાંક હતો ? ત્હમારી બૈરાં લડાઈમાં હું કશું બોલતો નથી; પણ આજે ત્હમે પ્રકરણ ઉપસ્થિત કર્યું, ત્યારે કહેવું પડે છે.

મોટી ભાભીઃ—" એણેજ તો બધું ત્હમને ભેરવ્યું હશે; વારુ ત્યારે સઘળો વાંક મ્હારોજ છે.

ગોવિન્દઃ—" એણે નથી કહ્યું, ભાભી ! એણે નથી કહ્યું. સુવર્ણી બ્હેન, જમના માશી વગેરેને મ્હોંયેથી સાંભળ્યું છે. સાંભળવા છતાં હું કશું બોલ્યો નથી. "

મોટી ભાભીઃ—"એ લોકો તો બધુંયે કહ્યાંજ કરે છે તો; હું તો એ લોકોની વાતજ કાને ધરતી નથી."

ગોવિંદઃ—" એટલા માટેજ ત્હમે એમના ઉપર લાલપીળાં થઈ રહ્યાં છે.. "

ગોપાળઃ—" જવાદોને એવી નકામી વાતોનું શું પ્રયોજન છે ? ત્હમને હમણાંજ કહ્યું તે પ્રમાણે કામ કરો; ત્હમારી સઘળી ચીજ સમેટી લઈને જૂદા થઇ જાઓ. થોડાંક વાસણ કુસણ તો ત્હમારા ભાગમાં આવશેજ, તેનાથી ત્હમારૂં રાંધવા કરવાનું કામ ચાલશે. ત્હમે જાણો તો છોજ કે બાપાજી પાસે આ ઘર સિવાય કાંઈ રોકડ નથી. "

" ત્હમને જેમ રૂચે તેમ કરો, હું કાંઈપણ બોલવાનો નથી, " એમ કહી, ગોવિન્દચંદ્ર ત્યાંથી ચાલ્યો ગયો.

ત્હેના ગયા પછી મોટી વહુ બોલ્યાં:-" જોયો, ત્હમારા ભાઇનો રોફ!" ગોપાળચન્દ્રે સ્મિત હાસ્ય કરીને પ્રત્યુત્તર વાળ્યો:-" એ રોફ કેટલા દિવસ રહેશે ?"

# પ્રકરણ ૫.

## ઉપાધિનો ઉપસાગર.

*Goodness consists not in the outward things we do, but in the inward thing we are.* — *Chapin.*

અગાઉ નિશ્ચિત થએલા મત પ્રમાણે, ગોપાળચંદ્રે આજે પોતાના અનુગત સહોદર ગોવિન્દચંદ્રને અલગ કરી દીધો છે. મોટાભાઇની આવી વર્તણુંકથી ગોવિન્દચન્દ્ર ગમગીનીના ગહન સાગરમાં ગરક થઇ ગયો. અને પોતાના પિતાશ્રીની આશ્રિતા અનાથ વિધવા સ્ત્રીઓ સહિત પોતાનાં સ્ત્રી પુત્રને લઇને જૂદો રહ્યો. આજે એના ઘરમાં નથી અન્ન કે નથી વસ્ત્ર. કેવળ ભાઇએ આપેલાં થોડાંક રસોઇનાં વાસણ, એક બે ખાલી પેટી, અને એક ભાંગ્યું તૂટ્યું કબાટ-એટલા થીજ એનું ઘર શોભતું હતું. ગોવિન્દચન્દ્રે આશ્રિત વિધવા સ્ત્રીઓને બોલાવીને કહ્યું:—" ત્હમારી બધાની મ્હારા પ્રત્યે ઘણી લાગણી છે; મ્હારા દુઃખે ત્હમે દુઃખી થાઓ છો; મ્હારે ખાતર ત્હમે અહિં મ્હારી સાથે આવ્યાં છો; ત્હમારા આવ્યાથી હું ઘણો ખુશી થયો છું; પરંતુ ત્હમે બધાં જાણો છોજ કે અત્યારે હું ધન, બળ, તથા બુદ્ધિ—હીન થઇ ગયો છું. આ સમયે મ્હારી એવી સ્થિતિ નથી કે હું ત્હમને સુખ ચ્હેનમાં આનંદ પૂર્વક રાખી શકું. હા, હું જે ખાઇશ, તે ત્હમને ખવરાવીશ. મ્હારા ઘરમાં ત્હમને સુખ કરતાં

દુઃખ થવાનો વધારે સંભવ છે, કારણ આ વખતે હું બહુજ દુઃખી છું. તેથી કહું છું કે મોટા ભાઈને સમજાવીને, ત્યાં રહેશો તો સુખ પામશો."

એ વાત સાંભળીને સુવર્ણા માએ કહ્યું:–"ના ભાઈ! હમે મોટા ભાઇની સઘળી વાત સાંભળી છે. અમે બધાંયે નિશ્ચય કર્યો છે કે અહિં ભુખ્યા રહેવું પડતો ભલે, પણ ત્યાં તો જવુંજ નહિ. હવે ઘણો દિવસ ચઢી ગયો છે, ત્હમે નાહી લ્યો. રામાએ કાંઇ ખાધું છે કે નહિ?"

ગોવિન્દ:–"શું ખાવાનો હતો સુવર્ણામા? મ્હને સમજ નથી પડતી કે મ્હારે શું કરવું? પાસે એક પૈસો નથી. દશ વાગી ગયા છે, છતાં છોકરાએ હજી કાંઈ ખાધું નથી. એ ગયો છે કયાં તેની પણ મ્હને ખબર નથી."

એ સાંભળી ગુણવંત નામની એક વૃદ્ધાએ કહ્યું:–"એ તો હજી સૂતો છે; કદાચ એનું દીલ તપ્યું હશે."

ગોવિન્દ:–"સૂઈ રહેવાદો. મ્હારી પાસે તો પૈસો સરખોયે નથી. ઉઠતાં વારને કદાચ એ ખાવાનું માંગે. એટલા માટેજ મ્હને લાગે છે કે જગદીશ્વરે મ્હારા ઉપર દયા આણીને એને સૂવાડી રાખ્યો છે. પણ હવે વિલંબ કરવો ઉચિત નથી; હું કોઇને ત્યાં જઈને કાંઇક ગીરો મૂકીને પાંચ પચીશ રૂપીયા લઇ આવવાની યોજના કરૂં છું."

સુવર્ણા:—"ગીરો મૂકવાની શી જરૂર છે? મ્હને આ મહોલ્લામાં કોણ નથી ઓળખતું? હમણાં જઇને ઉધાર લઇ આવું છું."

ગોવિન્દ:—"ના, જશો નહિ સુવર્ણામા! આપણી આવી દુર્દશા બીજાંને ના જાણવા દેતાં કે જુદાં રહેતાં વારનેજ ઉધાર લાવવું પડે છે. હું શ્યામ બાબુનો છોકરો બીજાનો કરજદાર નહિ થાઉં. કાંઈ ગીરો મુકીને લેવું તેજ સારૂં છે. છોડવી શકાશે તો છોડવીશ, નહિ તો મહાજન એ ચીજ વેચી પોતાના પૈસા વસુલ કરશે.

સુવર્ણા:—"બાઇ! શું ગીરે મૂકશો? નાની ભાભીનાં ઘરેણાં હતાં તે વેચી સાટીને તો ત્હમે માનું વરસી વળાવ્યું. મોટા ભાઇની ઇચ્છા એટલી બધી ધામધૂમ કરવાની ન હતી, એટલા માટેજ ત્હેમણે ખર્ચમાં કશી મદદ કરી ન હતી અને બધો બોજો ત્હમારા માથા ઉપર આવી પડ્યો હતો."

ગોવિન્દ:—"હવે એ દિવસ કયાં રહ્યા છે? તે વખતે તો સ્વપ્નમાં પણ મ્હને ખ્યાલ ન હતો કે મ્હારે અચાનક આવા ઉપાધિના ઉપ સાગરમાં ડૂબકાં ખાવાં પડશે. એ સુખ સ્વપ્ન તો નષ્ટ થઇ ગયું. અત્યારે તો હું એક દીન-હીન કંગાલ માણસ બની ગયો છું. મુઠી અનાજને માટે વલખાં મારવાં પડે છે. જે થયું તે ખરૂં, ધીમે ધીમે દહાડો ચઢી રહ્યો છે. હું એક વાર બહાર તો જઇ આવું! એને અંહી બોલાવો."

સુવર્ણા:—"કેમ? એનાં ઘરેણાંને માટે? એની પાસે હવે રહ્યું છેજ શું? ફક્ત બે સોનાનાં કડાં અને એક હાર છે; ત્હમે મ્હારા હાથનો આ અનંતનો દોરો લઇ જાઓ, અને જે મળે તે લઇ આવો."

ગુણવંતઃ—"ના, ભાઇ! ત્હમે રહેવા દો; મ્હારા ગળાની આ કંઠી છે તે મુકી આવો; અરે, નાની ભાભી તો હજી ઘરેણાં પહેરવા જેવાંજ છે.

સઘળી સ્ત્રીઓ આ પ્રમાણે પોત પોતાનાં ઘરેણાં આપવા તૈયાર થઇ હતી. તેવામાં રામચરણે આવી, પોતાની માનો હાર ગોવિન્દ બાબુને આપીને કહ્યું:—"બાપા! બાએ આ હાર આપ્યો છે, તે લો; અને કહાવ્યું છે કે બીજા કોઇ કનેથી કશું લેશો નહીં, ને એ હારજ ઘરેણે મુકી આવો; હેં બાપા! આપ રડો છો. કેમ? બા કેમ રડે છે? આ બધાં શું કામ રડે છે? મોટી કાકી કયાં છે? બ્હેન કયાં છે? એ બધાં ત્યાં રહ્યાં, ને આપણેજ એકલાં કેમ અંહી ચાલ્યાં આવ્યાં?

ગળગળા સાદે ગોવિન્દ બાબુએ કહ્યું:—" હમણાં તું ત્હારી બા પાસે જા; પછી બધી ખબર પડશે."

ગોવિન્દ બાબુને ડર હતો કે રખેને છોકરો કાંઇક ખાવાનું માંગશે, પણ એ તો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર એની મા પાસે ચાલ્યો ગયો. ગોવિન્દચન્દ્રે તે હાર હાથમાં લઇને, વૃદ્ધા સ્ત્રીઓને સંબોધીને કહ્યું;—" ત્હમારા વર્તનથી હું ઘણો રાજી થયો છું; ત્હમે જો કે ત્હમારાં ઘરેણાં ગીરો મુકવા વિના સંકોચે આપવા તૈયાર છો; પણ હું તે લઇ શકતો નથી. માના વરસી વખતે એનાં ઘરેણાં વેચ્યાં ત્યારે મ્હને આશા હતી કે અનુકૂળતા થતા વારને હું નવાં કરાવી આપીશ; પણ હમણાં જોઉં છું કે જે લઉં છું તે પાછું આપી શકાતું નથી. એવી દશામાં જેનું અગાઉ લીધું હોય, ત્હેનીજ પાસેથી લેવું ઉચિત થઇ પડશે. ત્હમારાં ઘરેણાં હમણાં નહિ જોઇએ. પાછળથી ખપ પડશે, તો જોઇ લેવાશે." એમ કહીને, તે ઘરમાંથી બહાર નીકળી પડયો. બહાર નીકળ્યા બાદ વિચારવા લાગ્યો કે:— "આ હું કોને ત્યાં મુકીશ ? જ્યાં લગી મહોલ્લામાંથી રૂપીઆ મળી શકતા હોય, ત્યાં લગી બીજે કયાંઇ જવાની જરૂર નથી."

એ એમ વિચાર કરી રહ્યો હતો, તેવામાં ગોપાળ બાબુને તે તરફજ આવતા જોઇને, બોલી ઉઠયો:—" કેમ, ભાઇ! આજે ઓફિસ નથી ગયા ?"

ગોપાળ:—" નાના પ્રકારની જંજાળમાં ગુંથાયો હતો, એટલે ઓફીસે જવાની ફુરસદ મળી નથી; ત્હમારો બંદોબસ્ત થઇ ગયો ?" ગોવિન્દ:-"બંદોબસ્ત તે બીજો શું થવાનો હતો ? રસોઇનું જ હજુસુધી કાંઇ ઠેકાણું પડતું નથી; ઘરનાં બધાંજ ભુખ્યાં બેસી રહ્યાં છે; મ્હારી પાસે શીલકમાં કશું નથી, તે ક્યાં ત્હમને અજાણ્યું છે ! આપજ કહોની કે હવે મ્હારે શું કરવું ? ખરેખર, આપે મ્હને કવખતે [illegible] કાઢયો."

ગોપાળ:–"ભૂખ્યા શી રીતે છો? ગુણવન્ત માથીને હમણાંજ દહીંવામાં કાંઈક ખાવાની ચીજ લઈને જતાં જોયાં છે; પૈસા વગર ખાવાની વસ્તુ કયાંથી આવી?"

ગોવિન્દ:–"મ્હને એની કાંઈ ખબર નથી; હમણાંજ હું ત્હમારી પાસે પૈસાને માટે આવવાનો હતો; પણ મ્હને ખબર ન હતી કે આપ ઓફીસ નહિ ગયા હો."

ગોપાળ:–"હવે વળી પૈસાના સંબંધમાં શું બાકી રહ્યું છે? કાલે તો બધી વહેંચણી કરી દીધી છે; ત્હમે પણ બધું સમજી લીધું છે."

ગોવિન્દ:–"એ બધું ખરૂં છે; પરન્તુ મ્હારી પાસે રોકડ સીલક કાંઈ પણ નહિ હોવાથી, આપની પાસે માંગવું પડે છે."

ગોપાળ:–સ્ત્રીનું ઘરેણું તો છે ને? તે મૂકીને રૂપીયા લાવી શકાય તેમ છે.

ગોપાળ:–"સ્ત્રીનું ઘરેણું મુકવા માટેજ નીકળ્યો છું, પણ કોની પાસે જાઉં? જેની પાસે જઈશ, તેને શક પડશે. શ્યામબાબુના પુત્રની પાસે પાઈ સરખી પણ નહિ હોય; એમ કોણ માનશે? તેથી આપજ દયા આણીને કાંઇક આપો તો ઘણું સારૂં થશે."

ગોપાળ:–"શું છે? જોઉં તો ખરો."

ગોવિન્દ:–"એક હાર છે; એનું જે ઉપજશે, તેના વડે થોડાક દિવસનો ખર્ચ નીકળી રહેશે."

ગોપાળબાબુએ મનમાં ને મનમાં ગોવિન્દની પ્રશંસા કરી, અને કાંઈક સહાય કરવા મન પીગળ્યું પણ ખરૂં; પણ બીજીજ પળે એનો ભાવ બદલાઈ ગયો, અને બોલી ઉઠ્યો:–"એનું શું આપું? એ તો પિત્તળનો છે. ત્હમે બીજે કશે પ્રયત્ન કરી જુઓ," એમ કહીને જલદીથી ત્યાં આગળથી કૂચ કરી ગયો.

ગોવિન્દ બાબુ દુઃખિત અન્તઃકરણથી પોતાના પરિચિત મિત્રોને ત્યાં હાર લઈને ફરવા લાગ્યો, પરન્તુ દુર્ભાગ્યવશાત્ કોઇએ લીધો

કે શેઠ ઘરમાં નથી, તો કોઇએ કહ્યું કે આજ કાલ હાથ ખાલી છે, એમ કહીને એને પાછો વાળ્યો. ગોવિન્દબાબુની દશા એના મિત્રોને અજાણી ન હતી. એના ખુશામતીયા સ્વાર્થી મિત્રો સઘળું જાણતા હતા. આ પ્રમાણે હતાશ થઇને ગોવિન્દચન્દ્ર ઘર તરફ પાછો ફરતો હતો, તેવામાં એના એક મિત્રે એને બૂમ પાડી. ગોવિન્દબાબુએ પાછાં ફરીને જોયું, અને બોલી ઉઠયો:—" ભાઇ શરત્ ! ત્હમે અહીં ક્યારના આવ્યા છો ? "

શરત્:—" આજે સ્હવારેજ; ત્હમે સારા તો છો ને ? ઘરનાં બધાં મઝામાં છે ને ? "

ગોવિન્દ:—" શરીરતો સારૂં છે, પણ મન તેવું નથી. "

શરત્:—" તે તો ત્હમારી મુખ મુદ્રાજ કહી આપે છે; અને વળી હમણાંજ ત્હમને મળવા ત્હમારે ઘેર ગયો હતો, ત્યાં આગળ ત્હમારા ભાઇ મારફત સઘળા સમાચાર સાંભળ્યા છે. "

ગોવિન્દચન્દ્રે ધાર્યું હતું કે શરતને હાર આપી, થોડાક રૂપીયા માંગીશ; પણ એ ભાઈ મોટા ભાઈની પાસેથી હકીકત સાંભળી આવ્યા હોવાનું સાંભરી આવતાં એ પણ વિરક્ત થઈ ગયો હશે, એમ વિચારી કાંઇ પણ કહ્યા વગર ચાલવા માંડ્યું. એને ચાલી જતો જોઇને, શરતે કહ્યું:—" કેમ ભાઈ ! ક્યાં જશો ? "

ગોવિન્દ:—" ભાઇ મોડું બહુ થઇ ગયું છે, હજી સુધી ખાવા પીવાનો પણ કશો બંદોબસ્ત થયો નથી; કાંઇક તો કરવું જોઇએને ?"

શરત્:—" કેમ, હાર મૂકવા ગયા હતાને ? તેના રૂપીયા મળ્યા હશેને ? "

ગોવિન્દ:—" એ વાત પણ ત્હમારા જાણવામાં આવી ? કોણે કહ્યું, ભાઈ ?"

શરત્:—" ત્હમે એ [illegible] હકીકત મ્હારાથી શું કરવા છાની રાખો છો ? થોડીકવાર [illegible] સુવર્ણા મા મ્હારે ત્યાં આવ્યાં હતાં. "

ગોવિન્દ:—" ત્યારે તો ત્હમેજ એમને ખાવાનું આપ્યું હશે. ? "

શરત:–"ના, મ્હેં કશું આપ્યું નથી; ઘરમાંથી કાંઈ આપ્યું હોય ને લઈ ગયાં હોયે તો કોણ જાણે."

ગોવિન્દ:–"ભાઇએ કહ્યું હતું કે સુશીલા આ હવેલીમાં કશુંક ખાવાનું લઇને જતાં હતાં; રામચરણે લેઈ ખાધું હશે તેથી મ્હારી પાસે માંગ્યુ નહિ હોય. જે હોય તે ખરૂં; ભાઈ! ત્હમે જ્યારે મ્હારી સર્વ અવસ્થાથી વાકેફ છો તો આ હાર ગીરો રાખીને મ્હને થોડાક રૂપીયા આપો."

શરતે હાર લઇને કહ્યું:–"કેટલા રૂપીયા જોઇએ છે? ત્હમારા ભાઇ એના કેટલા રૂપીયા આપતા હતા?"

ગોવિન્દ:–"એ વાત પણ ત્હમે જાણો છો.!"

શરત:–"હા, ત્હમારા ભાઇએજ કહી છે."

ગોવિન્દ:–"ભાઈએ તો આ હારને પિત્તળનો કહીને મ્હને પાછો વાળ્યો, પણ એ હાર મ્હેં મ્હારી જાતે કરાવ્યો હતો, તેથી મ્હને ચોક્કસ ખબર છે કે એ પિત્તળનો નથી, પણ સારા સોનાનો છે. એ હાર રાખીને ત્હમારી જે કાંઈ ઇચ્છા હોય તે આપો, હમણાં મ્હારે સરસામાન લાવવો પડશે, અને મ્હારી પાસે શીલકમાં કાંઇ નથી."

શરત:–"ગીરો મુકવાનું શું કામ છે? વેચી કેમ નથી નાંખતા?"

ગોવિન્દ:–"તેનીયે ક્યાં ના છે? ત્હમારે વેચાતો જોઇતો હોયતો તેમ લ્યો અને જેટલા રૂપીઆની સગવડ હોય તેટલા આપો."

શરત:–"ત્હમે કેટલા રૂપીયાનો કરાવ્યો હતો?"

ગોવિન્દ:–"લગભગ સો રૂપીઆમાં એ હાર થયો હતો."

"ઠીક ત્યારે, સો રૂપીયે એ હાર હું ખરીદું છું. ત્હમે દીવાનખાનામાં જરાકવાર બેસો, હું હમણાં આવું છું;" એમ કહી શરતચન્દ્ર પોતાના ઘરમાં ગયો અને [illegible] રૂપીઆની નોટો ઘરમાંથી લાવીને ગોવિન્દબાબુને વળગી આપી.

"શરત્ બાબુ ! એ હારના મ્હને પુરા સો રૂપીઆ નથી બેઠા ; એથી એના સો રૂપીઆ લેવા એ મ્હને વ્યાજબી લાગતું નથી ; ત્હમે મ્હને એંશી રૂપીઆ આપો." એમ કહી ગોવિન્દ બાબુએ બે નોટો એના હાથમાં પાછી સરકાવી દીધી.

શરત્:—"ભલે, ત્હમે એટલામાંજ રાજી હો તો આપણે તે પણ કબૂલ છે." ગોવિન્દ ચન્દ્રે એ રૂપીઆ લઇ, શરત્ બાબુને કહ્યું:—"ભાઇ ! આજે ત્હમારો મ્હારા ઉપર ભારે ઉપકાર થયો છે. મ્હારી આ ઉપાધિના ઉપસાગરમાં ગોથાં ખાતી નાવને તમેજ કર્ણધાર બનીને પાર ઉતારી છે. આવો, ભાઇ એકવાર સ્નેહાલિંગન કરીએ આપણે." ત્યાર બાદ બન્ને જણા એકમેકને ભેટયા, અને પછી શરત્ બાબુએ કહ્યું:—"ઠીક, ભાઇ ! હવે ત્હમે ખાવા પીવાનો બંદોબસ્ત કરો ; હું આજે સન્ધ્યાકાળે ત્હમને મળીશ. નારાયણની માને ત્હમારે ઘેર મોકલી આપું છું. ત્હમારા નૂતન સંસારમાં જે કાંઇ સહાય જોઇતી હશે, તે એ પુરી પાડશે, અને તેમ કર્યાથી એ સંતુષ્ટ પણ થશે."

ગોવિન્દ:—"બહુ સારૂં, એમને મોકલી આપો; એમના સમાગમથી મ્હારી એ પણ ઘણી આનંદ પામશે ; અને ભાઇ ! ત્હમે સાંજે જરૂર આવજો. આજે ભોજનનું આપણે ત્યાંજ રાખજો."

શરત્:—"બહુ સારૂં ; એને માટે કાંઇ કહેવાની જરૂર નથી. ભાઈ ! ત્હમારા લોકોનુંજ ખાઇને હું મોટો થયો છું. મ્હારે સારૂ ભોજનની કાંઇ ખાસ ખટપટ કરવાની જરૂર નથી."



# પ્રકરણ ૬.

## નૂતન સંસાર.

*Every dawn that breaks, brings a new world,*
*And every budding blossom a new life.*
( *Lewis Morris* )

ગોપાલચન્દ્રને આજે નૂતન સંસારનો અનુપમ લ્હાવો લેવાનો છે. મોટી ભાભીના આનંદનો પાર નથી. એ બન્યાં છે આજે સર્વમયી ગૃહિણી. નથી રહ્યું હવે કોઈ એને રોક ટોક કરનારૂં કે એની સર્વતંત્ર સ્વતંત્ર સત્તાની સામે થનારૂં. આજે એના ઘરમાં એનું જ એકલીનું રાજ છે. પરન્તુ એથી પણ એને સુખ નથી. સાસુ સસરાનો એના ઉપર સદા સારો ભાવ હતો; એથી કામ કાજના બોજનમાંથી ઘણું ખરૂં મુક્તજ રહેતી. ચૂલાની સામું જોવાનો પ્રસંગ પણ એને ક્વચ્લેજ પ્રાપ્ત થતો. પણ આજે ઘરમાં કોઈ એવું નથી કે ચૂલો સળગાવી રસોઇ કરે. એથી કછોડા મારી, આજે પહેલવારકાંજ મોટી વહુએ રસોઈ બનાવવા કેસરીયાં કર્યાં છે. એક વાર બે વાર ત્રણ વાર ચૂલો સળગાવવા બહુ બહુ મથ્યાં, પરંતુ લાકડાં સૂઆં કેમે કર્યાં સળગતાં નથી. પંખો નાંખવાથી થોડો થોડો ધુમાડો નીકળવા માંડયો, એટલે એને લાગ્યું કે જરૂર લાકડાં સળગશે. તેથી એણે ધાર્યું કે થોડીવાર બહાર નીકળી, જરાક પવન ખાંઉ તો ખરી. કેમકે ચૂલામાં ફુંક મારતાં મારતાં એની કેડ બેવડ વળી ગઇ હતી. એની આંખ્યોમાંથી ચોધાર પાણી વહી જતાં હતાં; આ અણધાર્યું સંકટ એમને અસહ્ય થઇ પડવાથી વહેલાં વહેલાં બહાર નીકળી આવ્યાં, અને આજે રસોઇ શી બનાવવી તેની મન સંગાથે ગડમથલા કરવા લાગ્યાં. તે દરમ્યાન ગોપાળચન્દ્રે ત્યાં આવીને તાકીદ કરવા માંડી:—" કેમ, દાળ ભાતને હજી કેટલી વાર છે ? છોકરાંઓ તો ખાવાનાંને માટે તોડાવી રહ્યાં છે. '

મોટી વહુ:–" હું તો ચૂલો ફૂંકી ફૂંકીને થાકી ! રાંડ બધી બલાઓ જતાં જતાં કોણ જાણે કેવોક છૂમંતર મારી ગઈ છે ? મહા કથાવટીયે લાકડાં તો ચેત્યાં ખરાં આખરે; હવે અધરણ મૂકું છું. "

ગોપાળ:–" ઓહો ! હજી હવે અધરણ ચઢાવશો ? એક વાગવાની તૈયારી છે. કાલનો કાંઇ ખાવાનો તાલ પડતો નથી; બજારનું ખાઈ ખાઇને તબીયતનો ભુકો નીકળી ગયો. મ્હને ચિન્તા રહે છે કે છોકરાં પણ બીચારાં આમ તો પછડાયા વગર રહેશે નહિ. '

મોટી વહુ:–હવે ચૂલો સળગી ગયો હશે; પ્રભા ! એકવાર ચૂલા તરફ નજર કરી આવ, જા બેટા ! શચી અને પ્રભા એ બન્ને જણાં કયાં ગયાં હશે વારૂ ?"

ગોપાળ:–" મ્હને ખબર નથી; કદાચ એનેજ ત્યાં ગયાં હશે."

મોટી વહુ:–" બહુ જબરાં છે ! એકવાર ના કહેવા છતાંય એ મુઆં ત્યાં ગયા વગર રહ્યાં નહિ ! ત્યાં જઇને હવે એ મુઆં નક્કી ભાતભાત ખાવાનાં."

ગોપાળ:–" ત્યાં હમણાં ખાવાનું કયાં કરી રાખ્યું છે ? હજી તો બજારમાંથી સરસામાન પણ આવ્યો નથી. બે કલાક ઉપરજ ગોવિન્દ મળ્યો હતો. એતો એક હાર લઈ પૈસાની ફીકરમાં ઘુમતો હતો. પૈસા કયાં રસ્તામાં પડયા છે કે જતાં વારને એને કોઇ આપી દેશે ? આજ ત્યાં રસોઇનું કાંઈ ઠકાણું જણાતું નથી."

પ્રભા:–" હા બા, એ તો કાકીને ત્યાં ગયો છે; ત્યાં એણે બે ચાર જાતની મીઠાઇ ખાધી છે. મ્હને પણ આપી હતી, તે મ્હેં સુદ્ધાં ખાધી છે. કાકીમાનું હમારા પર કેટલું બધું હેત છે !"

ગોપાળ:–" હવે જવા દે એ વાત, અને રસોઇનો કાંઈ બંદોબસ્ત કર."

મોટી વહુ:–" જા, પ્રભા ! જોઈ આવ ચૂલો સળગ્યો કે નહિ ?"

માની આજ્ઞા પ્રમાણે રસોડામાં જઇને જુએ છે તો ચૂલો હોલવાઈ ગયો છે. લાકડાં વેરમ છેરમ પડયાં છે, એ જોઇ ત્યાંથી દોડી આવીને માને કહેવા લાગી:–" બા ! ત્હેં કયો ચૂલો સળગાવ્યો છે ? રસોડાનાં ચૂલાનાં લાકડાં તો જેમનાં તેમ પડયાં છે. "

મોટી વહુ:–“ કેવી નવાઇની વાત ? હમણાં તો ધુમાડો નીકળતો હતો, ને એટલામાં હોલવાઈ ગયો ?

ગોપાળ:–“ ક્યાં છે ? ચાલો, જોઉં તો ખરો એકવાર. થોડુંક કેરોસીન તેલ લઇને આવ, હું ચૂલો ધમધમાવી દઉં છું. પહેલેથીજ મ્હને કહેવું હતું ને ? પ્રભા ! આવ તો બ્હેન ચૂલો સળગાવીએ.

મોટી વહુ:–“ ત્યારે ત્હમે ચૂલો સળગાવો; હું દાળ ચોખા કાઢું છું ને શાક સમારી લઉં છું.” એમ કહી મોટી ભાભીએ દાળ ચોખા વગેરે રાંધવાનો સામાન તૈયાર કર્યો. અને આંફળાં ફાંફળાં શાક સમારવા માંડયું. ઉતાવળમાં શાક છીનતાં છીનતાં આંગળી કપાઈ ગઈ. અભ્યાસજ કાર્ય તત્પરતાનો હેતુ છે. કામ કાજ કરવાનો મહાવરો ન હોવાથી મોટી વહુની આજે આ દશા છે. શાક છીનવાનું રહેવા દઇ, બીનું ચીથરૂં કરી હાથે બાંધવા લાગી. આ તરફ રસોડામાં ગોપાળચન્દ્રે ઘણી માથાફોડ કરવા છતાં ચૂલો સળગ્યો નહિ ત્યારે બ્હીલું મ્હોં કરી બહાર ચાલ્યો આવ્યો, અને મોટી વહુને પાટો બાંધતાં જોઈને કકળી ઉઠયો:–“ કેમ, શું થયું ? આ લોહી કેવું ? આંગળી બાંગળી કાપી કે શું ? ”

મોટી વહુ:–“ હા, એવા જોરમાં પાળી વાગી કે આંગળી કપાઈ ગઇ; હશે, પાટો બાંધ્યાથી લોહી બંધ થયું છે; કેમ, ચૂલો સળગ્યો ખરો ? ”

ગોપાળ:–“ ના, ચૂલો તો કેમે કર્યો નથી સળગતો; બહુ મોડું થયું છે ને પેટમાં તો કુકડાં બોલે છે. તું બજારમાંથી ચેવડો વગેરે કાંઇક કાચું કોરૂં મંગાવ; આજ એજ ખાઇ લઇશું. જ્યારે આટલે પ્રયત્ને પણ ચૂલો ન સળગ્યો ત્યારે લાચાર. ચેવડાનોજ ફળાહાર કરવો પડ્યાનો અરે પ્રભા શચીને તો ત્યાંથી બોલાવી લાવ, એ આઠમી પાંચ વર્ષનો થયો પણ હજી કાંઇ સમજતો નથી.” એમ કહી મોટી ભાભી ચેવડો, દાળી, [illegible] મંગાવવાની ભાંજગડમાં ગુંથાયાં.

પ્રભાવતીની ઉમ્મર આઠ વર્ષની હતી. એણે પોતાની માના કહ્યા પ્રમાણે કાકીને ત્યાં જઇને જોયું તો શચીન્દ્રનાથ કાકાની સાથે દાળભાત ખાવા બેઠા છે. એને ખાતો જોઇ, પ્રભાવતીએ ધૂજારો કર્યો:—"અરે ભાઇ! ત્હમે હજી અંહી બેસી રહ્યા છો? બા ત્હમારા ઉપર બહુજ ખીજવાઈ છે; ચાલો, નહિતો આજ ત્હમારો બોળકૂટો થઈ જશે."

ગોવિન્દ:—" નહિ, પ્રભા! ત્હારી બાને કહે જે કે કાકીએ આવવા દીધો નહિ, તેથી આવ્યો નથી. ત્હેં દાળ ભાત ખાધાં કે નહિ?"

પ્રભા:—" ના, કાકા! બાનાથી ચૂલોજ સળગતો નથી, એટલે રસોઈ શી રીતે થાય?

ગોવિન્દ:—બેસ, ત્યારે તું પણ ખાઇનેજ જજે,

પ્રભાવતીને જોઇતું'જ હતુંને વૈદે કહ્યું હોય તેવુંજ થયું. ઘણી-વાર થયાં ભૂખી હતી એટલે બેધડક જમવા બેસી ગઈ. પેટ ભરીને ખાઈ લીધા પછી ભાઇને લઇને ખુશી થતી થતી ઘેર ગઈ. એ લોકોને આઘેથી આવતાં જોઇને મોટી વહુએ કહ્યું:—" કેમરે પ્રભા! આટલી બધી વાર કેમ થઇ? ઠીક, આજ ત્હમને કોઇને ખવડાવવાની નથી."

બન્ને જણાં સાથે બોલી ઉઠયાં:—" વારૂ, ત્યારે ના ખવડાવતાં! કાકીએ હમને બરૂરી પુરી, દાળ, ભાત શાક, અથાણું, મીઠું, ને રાઇતું સુદ્ધાં પેટ ભરીને ખવડાવ્યું છે."

મોટી વહુ:—" આટલાં બધાં વાનાં જમી આવ્યા? એને ત્યાં રાંધવાનું તો કશું ઠેકાણું ન હતું,"

પ્રભા:—"અરે, રસોઈ તો એવી બની હતી કે હજી સ્વાદ મ્હોંમાં રહી ગયો છે."

ગોપાળ:—"બહુ સારું, જાઓ, રમો! ખરેખર ગોવિન્દે મ્હને ઉંધાપાટા બંધાવ્યા છે; મ્હારી સાથે ચાલાકી ચલાવી છે."

મોટી વહુઃ—અરે, એની પાસે રૂપીયા હોવા જોઇએ. ત્હમે તો સીધા સાદા માણસ પડયા એટલે ત્હમે એણે જે કહ્યું તે ખરૂં માની લીધું કે 'દાગીનો ગીરે મુકી પૈસા લાવીશ, ત્યારે રસોઇ થશે,.' એટલી વારમાં દાગીનો કયારે ઘરેણે મુકયો, બજારમાં કયારે ગયા ને સોદો કેટલી વારમાં ખરીદાયો ! અત્યારે તો ખાઈ પીને પરવાર્યાં છે; એણે ત્હમને જરૂર છેતર્યા છે.

ગોપાળઃ—ના, એના મ્હોં પરથી તો એ જુઠ્ઠો લાગતો ન હતો એણે એક હાર પણ બતાવ્યો હતો. જે હોય તે ખરૂં, પણ એ ચાલાક તો ખરોજ, કેમકે આટલીવારમાં સઘળી વસ્તુ બજારમાંથી આવી પણ ખરી. ને આટલી જલદી રસોઇયે થઇ ગઈ ! પોતે જમ્યા અને આપણા છોકરાંઓને પણ જમાડયાં ! હશે, મ્હારે તો આજે પણ કાચું કોરૂં ખાઇને દહાડો કાઢવો પડશે. હવે, એવો ઉપાય કર કે કાલે તો હું દાળ ભાત ખાઇને ઓફિસ જઈ શકું.

મોટી વહુઃ–મ્હેં કાલેજ બાને કાગળ લખ્યો છે. આજે શચીન્દ્ર તથા પ્રભાને બાને તેડવા મોકલીશ. મ્હારી બા બે ચાર દીવસ અંહી રહી બરાબર ઘર માંડી આપશે. પછી પાછી ચાલી જશે; પોતાનું ઘર મુકી વધારે દિવસ એનાથી અહીં નહિ રહી શકાય.

ગોપાળઃ—એજ ઠીક પડશે; આજેજ છોકરાઓને મોકલી દેજે; છોકરાંઓની સાથે જનાર કોઇ નહિ હશે તો હુંજ એમની સંગાથે જઈશ".

મોટી ભાભીઃ–ત્હમે જાઓ તો તો સહુથી સારૂં થાય; જરાક સમજાવી કરીને કહેજો કે બે ચાર દીવસ રહી પાછા ચાલ્યાં આવજો.

એ દંપતી આ પ્રમાણે મસલત કરી રહ્યાં હતાં, એટલામાં રામચરણે ત્યાં આવીને કહ્યું:—" મોટા કાકા ! ત્હમે ને મોટી કાકીએ હજી સુધી ખાધું નથી, તેથી ત્હમારે સારૂ બા ખાવાનું લઇને આવી છે. "

મોટી કાકીઃ—" કેમ, અલ્યા ! ત્હારે ઘેર આજે બહુ વધ્યું છે કે શું ? "

રામચરણ:–" ના, કાકી ! બાને સુવર્ણા ફોઇએ તો હજી ખાધું પણ નથી; ખાવાનું લઇને પેલી ઉભી રહી બા, જુઓ ! "

એકવાર ભ્રૂભંગ કરી ગોપાળ સામું વાંકી નજરે જોઇ, મોટી કાકી છછણી ઉઠયાં:–" હમારૂં નકારૂં દેખાડવા શું કામ ખાવાનું લઇને આવ્યાં ? હમે ખાઇ કરીને કયારનાંયે પરવાર્યાં છીએ.

ગોપાળ:–" કાંઇ હરકત નહિ ! નાનાં ભાભી ખાવાનું લઇ જાતે આપવા આવ્યાં છે તો હું જરૂર ખાઇશજ. રામા ! ત્હારી બાને કહે કે અંહીયાં મૂકી જાય; હું થોડીવારમાં ખાઇ લઇશ. બસ, હવે બીજું કશું લાવશો નહિ, ને હવે ત્હમે બધાં જમી લે જો.

નાની વહુ એના કહ્યા પ્રમાણે ઢાંકીને, રામાને સાથે તેડીને ચાલી ગઇ. ત્યાં જઇને સુવર્ણા ફોઇને એ સર્વ બીના જણાવી. પતિ ઉપર જરાક નારાજ પણ થઈ, કેમકે એમણેજ મોટા ભાઇને ખાવાનું આપવા મોકલી હતી. સ્ત્રીનું અપમાન થયું એમ સમજવા છતાં ગોવિન્દે બેધડક જણાવ્યું;–" સુવર્ણા ફોઇ ! મ્હેં તો મ્હારી ફરજ બજાવી છે. મ્હને શું ખબર કે મોટી ભાભી આમ ગુસ્સે થઈ જશે. હું જાણું છું કે ભાત વગર મોટા ભાઇને ચાલતું નથી, એની તબીયત બગડી આવે છે. તેથીજ મ્હેં એમને ખાવાનું મોકલ્યું હતું.

સુવર્ણા ફોઇ:–" ત્હમે તો એને પોતાના સમજો છો, પણ એ લોકો તો ત્હમને પોતાના દુશ્મન ગણે છે. જો એવું ન હોય તો આવા કીંમતી હારને પિત્તળનો હાર કેમ કહે ?"

ગોવિન્દ:–" જવાદો એ વાત, હવે એકવાર અપમાન થયું તો શો થયું. ભવિષ્યમાં આપણે એવું નહિ થવા પામે તેવી ખાસ સાવચેતી રાખીશું. ત્હમે હવે શરત્ બાબુના ખાવા પીવાનો કાંઈ પ્રબન્ધ કરો તો સારૂં થાય. "

સુવર્ણા ફોઈ:–" એમને સારૂ હમારે કાંઇ કરવું પડે એમ નથી; એમણે પોતાની વહુની સાથે એટલી બધી વસ્તુ મોકલી છે કે બે

દીવસ સુધી આપણે બધા પૂરી ન કરી શકીએ; ફકત રાંધવાનીજ છે. અહા ! એની વહુ કેવી ચાલાક છે ! આવતાં વારને કેવી સ્ફૂર્તિથી સઘળી વસ્તુઓ એણે સફાઈબંધ ગોઠવી દીધી !"

સુવર્ણા:–" આવા કટોકટીના વખતમાં ત્હમારી સાથે કેવી સલુકાઈ વાપરે છે ! એનો બદલો વખત આવ્યે ત્હમે એને આપજો."

ગોવિન્દ:–" ફોઈ ! શું ભગવાન મ્હને એવો દીવસ બતાવશે ?"

સુવર્ણા:–" અવશ્ય બતાવશે. જ્યાં ધર્મ છે ત્યાં જય છેજ ધર્મમય વાતાવરણમાં શોક–સંકટને સ્થાનજ નથી. ત્હમે ત્હમારે " ધર્મ તણી વ્હારે ધાઓ સીધાવો સદા જેથી થાયે કલ્યાણ "



# પ્રકરણ ૭.

---

## સખી.

*Rare as is true love, true friendship is the still rarer.*
*Le Rochefoucauld.*

" બ્હેન !"

" કેમ બ્હેન ?"

" હવે તો હું જાઉં, બ્હેન ! રાત પડી ગઇ."

" કેમ, આટલી વારમાંજ ચાલ્યાં જશો ? કેમ મન દર્શનને માટે આતુર થઇ રહ્યું છે કે શું ? જેના દર્શનને માટે અધીરાં બન્યાં છો, તે તો અહીંયાંજ છે."

" હા એ તો અહીંયાંજ છે; પણ ઘણીવારથી આવી છું ને ઘરમાં હજી દીવા બત્તી પણ નહિ થયા હોય."

" વારૂ બ્હેન, જાઓ ત્યારે, હવે ક્યારે આવશો ?"

" જ્યારે ફરમાવશો ત્યારે. "

" અંહ: ! ફરમાવવાનું કેવું બ્હેન ! "

" તો સરછત હશે ત્યારે. "

" બ્હેન, સરછત તો ચોવીસે કલાક છે. બ્હેન, સરછત હતું તો ત્હમે અંહિ આવ્યાં અને બધી વાનીઓ તૈયાર થઇ, નહિતર શી સ્થિતિ થાત તે પરમાત્મા જાણે. "

" ભગવાનેજ દયા કરીને હમોને અહીં મોકલી આપ્યાં; એમ જો નહિ હત તો આટલે દહાડ, એમની અહીં બદલીજ કયાંથી થાત ?"

"હમારા સુભાગ્યેજ બદલી થઇ છે, ને ખાસ કરીને આપણે બન્નેને બ્હેનપણાં થવાને માટે. "

" ખરૂં કહો છો બ્હેન, લ્યો, ત્યારે હવે હું જાઉં છું "

" જાઓ છો તો આ ત્હમારો હાર પાછાં લેતાં જાઓ. "

" એ હાર ત્હમને આપવાનો મ્હને હુકમ થયો છે; હું તો એમની દાસી છું, મ્હેં કેવળ એમની આજ્ઞાનુંજ પાલન કર્યું છે. ત્હમે એમાં કાંઇપણ ન કહેશો, બ્હેન ! "

" ના, ના, બ્હેન ! એ હાર તો એમણે શરત્બાબુને વેચી દીધો છે; એ ત્હમારી વસ્તુ છે. મ્હારી પાસે એ હાર જોશે તો મ્હને શું કહેશે ? "

" વળી, કહેવાના શું હતા ? ત્હમે મ્હારૂં નામ દઇને કહેજો કે એ તો મ્હને વેચાતો આપી ગયાં છે; ત્હમે મ્હારી પાસેથી એ ખરીદી લીધો છે. "

" મ્હેં શું આપી ખરીદ્યો છે ? "

" મ્હારી પ્રિય સખી બની ત્હમે કેવળ એ હારજ ખરીદ્યો નથી, પણ સાથે મ્હને પણ ખરીદી લીધી છે. "

" ત્હમે મ્હને હાર આપ્યો, પણ તેના બદલામાં આ વખતે તો હું કશું આપી શકું તેમ નથી, એટલા માટે, હમણાં તો મ્હારી તરફથી આ હારજ ત્હમારી પાસે રાખો તો શી હરકત છે? "

"એ શું, પ્રિય સખી ? આ તુચ્છ હારના બદલામાંજ મ્હને ત્હમારો પ્રેમ મળ્યો છે; એ પ્રેમની તુલનામાં હાર એક સામાન્ય પદાર્થ છે. ત્હમારા પ્રેમનું મૂલ્ય હું એ હારના કરતાં બેશક વધારેજ આંકુ છું."

"મ્હારી વ્હાલી બ્હેન ! હું ત્હમને વધારે શું કહું ? ત્હમે મ્હને ક્ષમા કરો, હું તો ત્હમારી દુઃખિયારી સખી છું,"

"અરે, રામ, રામ ! એવું ના બોલો. મ્હને બધી ખબર છે; એમણે આજે મ્હને બધી વાત કરી છે. તમારા સસરાનું અન્ન ખાઇનેજ એ મોટા થયા છે, અને એમનાજ અનુગ્રહથી એ ભણ્યા ગણ્યાને આજ આવી સારી નોકરી ઉપર છે. ત્હમે મનમાં કાંઇ પણ લાવશો નહિ, બ્હેન ! એ કહેતા હતા કે ત્હમારા જેઠે ત્હમને જૂદા કરવામાં ઘણોજ અન્યાય કર્યો છે. પણ તેથી શું ? માથે ઇશ્વર છે, તે ન્યાય ને અન્યાય બધાનો વિચાર કરે છે. બ્હેન, ત્યારે હવે હું જાઉ છું. બ્હેન ! જે વાત મ્હેં ત્હમને કહી છે તે. જરૂર ગોવિન્દ બાબુને પૂછી જોજો."

"બ્હેન ! આગલા જન્મમા ત્હમે મ્હારાં શું સગાં થતાં હતાં?"

"આગલા જન્મની બાત તો ખબર નથી; પણ આ જન્મમાં તો હું ત્હમારી સખી થઇ છું, અને હમણાં ત્હમે બેજીવ છો, તો ત્હમને જો છોકરી આવે તો મ્હારા નારાયણની સાથે વિવાહ કરીને ત્હમારી વ્હેવાણ બનીશ. ત્હમારો શું અભિપ્રાય છે, બ્હેન ?"

"શું બ્હેન ! એવો દિવસ પણ આવશે ?"

ઉપર પ્રમાણે ગોવિન્દચન્દ્ર તથા શરત્ચન્દ્રની સ્ત્રી વચ્ચે સંભાષણ ચાલી રહ્યું હતું, તેટલામાં ગોવિન્દબાબુ શરત્ચન્દ્રને લઇને ઘરમાં આવી પહોંચ્યા, અને સુવર્ણા ફોઇને શરત્બાબુને માટે જમવાની તૈયારી કરવાનું કહ્યું. કહેવાની જરૂર નથી કે જરાવારમાં ભોજનની તૈયારી થઇ ગઇ. અને ઘણા વિનયથી ગોવિન્દબાબુએ શરત્બાબુને જમાડ્યા. જમી રહ્યા પછી શરતે કહ્યું:—

"ભાઇ ગોવિન્દ ! ત્હમે મ્હારે માટે આટલી બધી તકલીફ કેમ લઇ રહ્યા છો ? હું કાંઇ ત્હમારા ઘરમાં નવો નથી. શું ત્હમને નથી સાંભરતું કે ત્હમારે ઘેર ખાધું પીધું, ભણ્યો ગણ્યો ને આજે હવે આ જીલ્લાનો હેડ પોલીસ ઇન્સ્પેકટર થયો છું ? બીજા લોકોની આગળ માન પામવા જોગ ઇન્સ્પેકટર છું, પણ ત્હમારી આગળ તો અગાઉ જે હીન દીન હાલતમાં આવતો હતો તેજ શરત્ છું. ત્હમે મ્હને આટલુ બધું માન આપો છો, તેથી હું શરમાઉ છું. ત્હમે આટલી બધી તસ્દી ના લ્યો ! ભાઇ ગોવિન્દ ! નાનપણમાં ત્હમેજ સ્કૂલની ફી તથા ચોપડીઓ મ્હને અપાવવા સારૂ કાકાને કેટલું કહેતા હતા ? ત્હમારા કહેવાથીજ કાકા મ્હારા ઉપર પુત્રના જેવો પ્રેમ રાખતા હતા. અને એમની કૃપાથી, એમના આશીર્વાદથી, તથા એમનીજ ભલામણથી મ્હને પોલીસમાં નોકરી મળી હતી. એ બધું શું ઘણે દહાડે મળવાથી ત્હમે ભુલી ગયા ?"

ગોવિન્દઃ—" ના ભાઇ ! ત્હમે આજે જે ઉપકાર કર્યો છે, તેથી તો હું હંમેશને માટે ત્હમારો ઋણી થઇ રહીશ."

શરતઃ—"એ શું બોલ્યા, ભાઈ ! ત્હમે નાનપણમાં જે ઉપકાર કર્યો છે, તે આ જીંદગીમાં તો ભુલી શકાય તેમ નથી. તેની તુલનામાં આ વાત કાંઈ વીસાતમાં નથી. ભાઈ ગોવિન્દ ! આ બે ઓરડા ને એક ચોક એમા કેવી રીતે ત્હમારો સમાસ થશે ? આ એક દીવાનખાનું છે, એને અંદરના ઓરડાઓ સાથે કશો સંબંધ નથી; તેથી ત્હમને ફાવટ કેમ આવશે ?"

ગોવિન્દઃ—" ભાઇ, જેમ તેમ ચલાવ્યા વગર છૂટકો છે ? આ ચોકમાં રસોઈ થશે ને આ ઓરડામાં સઘળા જેમ તેમ કથાવટીપે સૂઇ રહેશે, પેલી નાની ઓરડીમાં સરસામાન મૂકાશે અને હું કચેરીમાં સૂઈ રહીશ."

શરતઃ—"ભાઇ, એથી ત્હમને બહુ અગવડ પડશે. ત્હમે ગુણવંત ભાભીને મ્હારે ઘેર મોકલી આપો, નારાયણની માને એ બહુ ખપ

લાગશે; ને અંહી સુવર્ણા ફોઈ રહેશે તેથી ત્હમારૂં કામ મઝામાં ચાલશે. ”

ગોવિન્દઃ—“ અઘવડ તો કાંઈ પડવાની નથી. કોણ કોના નશીબનું ખાય છે ? હા, જો ત્હમને ખપમાં આવે એમ હોય ને ગુણવન્ત માશી આવવા ખુશી હોય તો એમને તો જેવું મ્હારે ત્યાં રહેવાનું છે, તેવુંજ ત્હમારે ત્યાં પણ રહેવાનું છે. ”

ગોવિન્દની વાત સાંભળી, ગુણવન્ત માશીએ ત્યાં જવાની હા કહી. એને આવવાની હા કહેતી જોઈ, શરત્ બાબુએ કહ્યું:—“ જેવો ત્હમારો ગોવિન્દ છે, તેવોજ મ્હને ગણજો. દોઢ બે વરસને માટે મ્હારી અંહી બદલી થઇ છે. આ વખતે ત્હમારી સહાય મળે, તો નારાયણ પર અને એની મા ઉપર ત્હમારો મોટો ઉપકાર થશે. કેમ, એ ઘેર ગઈ ?”

સુવર્ણાઃ—“ ના, હજી નથી ગયાં. ખાવા પીવાનું પત્યું છે. હવે જાય છે. નારાયણ ઉંઘી ગયો છે; હું એને લઇને મૂકવા આવું છું.”

શરત્ઃ—“ ના, ત્હમારે મૂકવા આવવાની જરૂર નથી, મ્હારી જોડે આવશે. રાતના નવ વાગી ગયા છે. ત્હમે લોકો હજી જમ્યાં પણ નથી, એટલે ત્હમારે મુકવા આવવાની જરૂર નથી. એને બહાર મોકલી દો; હું અંહીયાં બેઠો છું. ”

ઘરની અંદર શરત્ બાબુની વહુ પોતાને ઘેર જવા તૈયાર થઈ રહી હતી. ત્હેણે આ વાત સાંભળી એટલે નારાયણને કેડમાં લઈને કહેવા લાગી:—‘ ત્યારે તો હવે હું જાઉં છું, બ્હેન !”

ગોવિન્દ બાબુની સ્ત્રીએ કહ્યું:—“ સારૂં બ્હેન, આવજો.”

નારાયણને કેડમાં લઈ, બહાર આવીને સુવર્ણાએ શરત્ બાબુને કહ્યું:—‘ ચાલો, ભાઇ ! રાત બહુ ગઇ છે; વહુ પણ જવા તૈયાર થયાં છે.” શરત્ બાબુએ સુવર્ણા ફોઈ પાસેથી પોતાના ત્રણ વર્ષના બાળકને લઇ લીધો, ને પોતાની સ્ત્રીને લઇને ઘેર જવા નીકળી પડ્યો.

# પ્રકરણ ૮.



## એ શું ?

*Glories, like glow-worms, afar off shine bright,*
*But looked at near, have neither heat nor light.*
*( Webster. )*

અનેક યુક્તિ પ્રયુક્તિથી ગોપાળચન્દ્ર પોતાની સાસુને ઘેર લઈ આવ્યો. પ્રથમતો ત્હેણે વાંધા સાંધા કાઢ્યા, કેમકે એના ધણીની મીલકત તેમજ થોડું ઘણું જે કાંઈ રોકડ નાણું હતું તે તથા ઘરની દેવ સેવા, એ સઘળું કોને સોંપવું, એવી એવી વાતો કરી આવી શકાશે નહિ એમ બ્હાનાં તો ઘણાં કાઢ્યા, પરંતુ જમાઇના આગ્રહ અને અનુરોધ આગળ એનું એકપણ બ્હાનું ચાલ્યું નહિ. કોઈ પાડોશીને ઘેર દેવ સેવા સોંપી, પોતાનો જીવનગાળો લઇ એ ચાર દીવસને માટે જમાઈને ઘેર આવી. ત્હેનું નામ હતું ક્ષેમા-સુન્દરી. ક્ષેમાસુંદરી જે દિવસે આવી, તે દીવસે મોડી રાત સુધી જાગીને ત્હેણે સઘળું ઘરમાં ઠીકઠાક કરી દીધું. સ્હવારમાં રસોઇ બનાવીને જમાઇને જમાડીને વખતસર ઓફીસ મોકલ્યો.

એ દિવસે ગોપાળને રસ્તા પરથી જતા જોઇને એક બાળકે બીજા બાળકને ત્હેના તરફ આંગળી કરીને કહ્યું:—" આ પેલા ગોપાળબાબુ જાય છે ત્હેમણેજ હમને ગયા રવિવારે ભણવા દીધા ન હતા. " વૃદ્ધ માણસો એક બીજાને કહેવા લાગ્યા :—" જુઓ ! પેલા બાબુ સાહેબ ઓફિસ જાય છે ! ત્હેમણે પોતાના નાના ભાઇને જૂદો કાઢી, સાસુને ઘરમાં બોલાવીને, ઘરની માલીક બનાવી છે. "

સ્ત્રીઓ માંહોમાંહ વાતો કરવા લાગી:—" અરે આ ગોપાળ બાબુ જાય છે, ત્હેમણે પત્નીની વાતોને વેદવાકય માની લઇને,

પોતાના નાનાભાઈ તથા સુવર્ણો અને ગુણવન્તને કાંઈ પણ આપ્યા વગર જુદાં કાઢયાં છે. ભગવાન એમનું ભલું કેમ કરશે ?" એ પ્રમાણે આજ ગોપાળબાબુને જોઈને ચોતરફથી લોકો એની નિન્દા તથા એના નાના ભાઇની પ્રશંસા કરી રહ્યા છે. ગોપાળચન્દ્ર આ સ્થિતિ જોઇ પોતાના નાનાભાઇ પર બહુ નારાજ થયો. એને લાગ્યું કે એણે મહોલ્લે મહોલ્લે રૂપીઆ ઉધાર માંગીને ચારે તરફ મ્હારી નિંદા કરી હોવી જોઇએ, અને ઓફીસથી પાછા ફર્યા બાદ તેનો બદલો વાળવા મનસંગાથે નકકી કર્યું. એ પ્રમાણે તરેહ તરેહની ચિન્તા કરતો, એ ઓફિસ ગયો. એને એકવાર પણ એ વિચાર ન સ્ફુર્યો કે મનુષ્યની ભલાઇની કદર થતાં વાર લાગે છે; પરન્તુ બુરાઇ તો હવાના ઘોડા ઉપર સ્વાર થઇને ગાઉના ગાઉ સુધી પહોંચી જાયછે. ખરેખર, 'A man's virtues we write in water, but his vices on brass,' મનુષ્યમાં વિવેકબુદ્ધિ કરતાં ઉપહાસની વૃત્તિ વધારે હોવાથી સામા મનુષ્યને ન્યાય આપવાને બદલે ઘણી વખત તે અન્યાય કરી બેસે છે. આ તરફ ગોપાલચન્દ્રની સાસુને જોઇને લોકો ત્હેની પણ એજ આશયથી મશ્કરી કરવા લાગ્યા. કોઇએ કહ્યુ:—'જમાઇનો ગૃહસ્થાશ્રમ સંભાળવા કયારથી આવ્યાં છે?' કોઇએ પૂછ્યું:—'છોકરીને સાસરવાસો કરવા આવ્યાં છે કે શું ?' આવી રીતનાં વાંકાં વચનોથી એ બીચારી બહુ શરમાઈ ગઇ. ક્ષેમા-સુન્દરીએ ધાર્યું હતું કે લગાર પાડા પાડોશીઓને મળીશ. પરન્તુ ઘરમાંથી નીકળતાંજ આવાં વાંકાં વસમાં વેણ સાંભળી, એ પાછી ઘરમાં ભરાઇ ગઈ અને બોલી:—" અરેરે મોહિની ! ત્હેં મ્હને આવું અપમાન ખમવા સારૂજ અંહી બોલાવી હતી કે કેમ ? મહોલ્લાના બધાજ લોકો સાથે ત્હારે લડાઇ થઈ છે કે શું ? કેમ કાંઈ સંસારમાં તું એકલી અટુલીજ રહેવાની છે ? ત્હેં બહુજ ઉતાવળ કરી. જરાક સમજી વિચારીને પગલું લીધું હતતો સારૂં થાત."

મોહિની:–" પાડા પાડોશીના પેટમાં કેવી વ્હાડ કાપ થઈ રહી છે, તે તું જો તો ખરી બા કે એ લોકો મુઆં કેવું ફાવે તેવું ભસી રહ્યાં છે !"

ક્ષેમાસુન્દરી:–"બેટા ! તું નથી જાણુતી; એ તો જનશ્રુતિ કહેવાય. પાંચ માણુસ જે વાત કરે, તે પછી સાચી હોય યા જુઠી હોય, પણુ લોકો તો તેને સાચીજ માનવાના. પંચે કહ્યું તે પરમેશ્વરે કહ્યું. જે હોય તે ખરૂં. ત્હારો ગૃહસ્થાશ્રમ તું સંભાળ. ત્હારે માટે એક બ્રાહ્મણીને એક દાઇ સારી જોઇને રાખી આપીશ, તો તેથી મ્હારી ચુંથણુ પીંખણુ થતી અટકશે."

મોહિની:–" તેની શું ફીકર છે ? જેને પૈસા આપીશું તે કામ કરશે."

ક્ષેમાસુન્દરી:–" તે તો થશે, પણુ મોહિની ત્હેં ઘરમાંથી વૃદ્ધ સ્ત્રીઓને હાંકી મુકી એ કામ ઠીક ના કર્યું; ઘરમાં વૃદ્ધ સ્ત્રીઓ વડે તો ઘણું જીતી જવાય છે. ઘરડાં વના ગાડાં ન ચાલે."

મોહિની:–" એમની વાત ના કરો, એ બલાઓ ગઈ તો ટાઢે પાણીએ ખસ ગઇ."

" એક આફતમાંથી બચી તો ખરી, પણુ એ શિવાય બીજી ઘણી આફતો વેઠવી પડશે. હું એકવાર જઇને એને મળી આવું. કાલ મોડી રાત સુધી કામ કર્યાથી આજે મ્હારે શરીરે ઠીક નથી," એમ કહી ક્ષેમાસુન્દરી ગોવિન્દને ઘેર ગઇ. ત્યાં એને જોતાં વારનેજ નાની વહુ તથા બીજી વૃદ્ધસ્ત્રીઓએ એનું સાદર સન્માન કર્યું. તથા કુશળ સમાચાર પુછ્યા ને ખાટલા પર બેસાડી. આટલું બધું માન મળવાની એણે આશા રાખી ન હતી. ક્ષેમાસુન્દરી તેથી બહુ પ્રસન્ન થઇ. બીજી વાતો કરીને ક્ષેમાસુન્દરીએ પૂછ્યું.–" તમે બધાં મળીને આ મ્હારી છોકરીને સમજાવી ન શકયાં ?"

સુવર્ણા:–" ના, મા ! એ બહુ જાજરમાન છે; સહજ વાંકું પડતાં વારને હમારા પર ગાળોનો વરસાદ વરસાવતી."

ક્ષેમાસુન્દરી:—" એ એમ કરતી તો પણ હમારે તો જેવા ગોવિન્દચન્દ્ર તેવાજ ગોપાળચન્દ્ર."

સુવર્ણા:— ચન્દ્ર તો બન્ને ખરા, પણ મા ! હમારા ગોપાળ પુનેમના ચન્દ્ર છે, અને હમારા ગોવિન્દ અમાવાસ્યા અગર શુક્લપક્ષની પ્રતિપદાના ચન્દ્ર છે."

ક્ષેમા.:—" શું કહ્યું ! હમારી વાતમાં હું બરાબર સમજી નહિ."

સુવર્ણા:—" હમે ન સમજ્યાં ? સારૂં, લ્યો હું સમજાવું છું. હું એમ કહું છું કે હમારા ગોપાળ જાણે પૂર્ણિમાના ચન્દ્ર છે. પુનેમ પછી ચન્દ્રની શોભાનો જેમ ક્ષય થઇ જાય છે, એવીજ દશા હમારા ગોપાળચન્દ્રની છે. હમારા ગોવિન્દબાબુ અમાવાસ્યા અથવા શુક્લપક્ષના પડવાના ચન્દ્ર છે. એ ચન્દ્ર હવે દીવસે દીવસે વધશે. હમારી અમાવાસ્યાનો અંધકાર હવે ઘણા દિવસ રહેશે નહિ હમારા આશીર્વાદથી એ અમાવાસ્યાના ચન્દ્ર ગોવિંદચન્દ્ર પણ એક દીવસ પુનેમના ચન્દ્ર થઇ જશે."

" અરે, હમે મ્હારા ગોપાળને શાપ દો છો ? હવે હું હમારી વાત સમજી. હવે હમારે ઘેર કોઈ દીવસ નહિ આવું. લ્યો, જાઉં છું," અમ કહી ક્ષેમાસુંદરી કોપાયમાન થઇ ને ત્યાંથી ચાલી ગઇ. એના ચાલી જવા પછી નાની વહુએ સુવર્ણાને કહ્યું:—" મા ! હમે એને શા સારૂ ખીજવ્યાં ? જઇને જેઠ જેઠાણીને વાત વધારીને કહેશે, ને તે લોકો હમારા ઉપર ગુસ્સે થઈને કોણ જાણે શું શું ઉપદ્રવ કરશે ? "

સુવર્ણા:—" હવે તે વધારે શું કરવાનાં હતાં ? હવે આપણે એમની શી બ્હીક છે ? વહુ, હમે આ ડાકણને નથી ઓળખતાં. એ તો આપણી ચર્ચા જોવાને આવી હતી કે આપણે શું ખાઇએ છીએ, તથા શું વાતો કરીએ છીએ. એને ઘેરથી આપણે ઘેર કોઇ ના આવે એજ વધારે સારૂં છે."

નાની વહુ:—" હું શું એવું સમજું મા ? પરંતુ કલેશ કંકાસ હવે વધારે વધવા પામે નહિ તોજ સારૂં થાય."

# પ્રકરણ ૯



## સહચરી.

*Oh, be he king or peasant, he is happiest,*
*Who in his home finds peace.* ( *Goethe* )

અકસ્માત્ કોઇ અગાધ અનંત જલમાં ગબડી પડયા પછી, કોઇ આધારને માટે મનુષ્ય જેમ આકુળ વ્યાકુળ બની જાયછે, તેજ પ્રમાણે આપણા ગોવિન્દચન્દ્ર પણ જૂદો ગૃહ સંસાર માંડયા પછી, કોઇને કોઇ પણ પ્રકારનો આધાર મેળવવા ઘણા વ્યગ્ર થઇ રહ્યા હતા. એકવાર એણે વિચાર્યું કે, " હાય ! નાનપણમાં મ્હારાં લગ્ન થયાં ન હત, તો આજે આટલી અલ્પ વયમાં સ્ત્રી પુત્રનં ભરણ પોષણ માટે પૈસા પાછળ આમ વલખાં મારવાં પડત નહિ. ભારતવાસીઓની બાળ લગ્ન પ્રથા ઘણી નુકસાન કારક થઇ પડી છે. જો હું પરણ્યો ન હત, તો મ્હારી સ્ત્રીના અશ્રુધારા જોવા વારો આવત નહિ. મ્હારાં કુટુંબના નિર્વાહની ચિન્તામાં એનાં આનંદપ્રદ સૌંદર્ય વર્ધક અલંકારો આમ ઉતારી લેવાં પડત નહિ. લગ્ન ના કર્યાં હત, પુત્ર ના થયો હત, તો આજે હું વિદેશ જઇને, કોઇપણ પ્રકારે મ્હારા ઉદર નિર્વાહને માટે યથેષ્ટ યત્ન આદરી શકયો હત. કેવળ લગ્ન કરવાથીજ હું લાચાર, લાઇલાજ બની ગયો છું. હાય હાય ! હું શું કરવા આ વિવાહ શૃંખલામાં જકડાઇ ગયો ? ગોવિંદચંદ્ર પોતાના શયન ગૃહમાં બેઠો બેઠો, આ પ્રમાણે ચિંતા કરી રહ્યો હતો, તે દરમ્યાન ત્હેની સ્ત્રી ત્યાં આવી પહોંચી. ત્હેને જોઇ, એણે પૂછ્યું;–"કમલા, અત્યારે તું અંહી કયાંથી ? રામચરણ, સુવર્ણમા વગેરે કયાં છે ? "

કમલા:—" સુવર્ણાંમા રામચરણને લઇ, એને કહીં ખવડાવવા ગયાં છે; ક્યાં ગયાં છે, તેની મ્હને ખબર નથી; ઘણું કરીને મ્હારી સખીને ઘેર ગયાં હશે. "

ગોવિંદ:—" આવા સમયમાં ત્હને સખી ક્યાંથી મળી આવી ? તે કોણ છે, વારૂ ? "

કમલા:—" કાલથી શરત્બાબુની સ્ત્રીએ મ્હારી સાથે સખીનો નાતો જોડયો છે "

ગોવિન્દ:—" સારૂં, ત્હારા ગળામાં આ શું ચમકે છે ?

કમલા:—" આ તો પેલો મ્હારો હાર છે, જે તમે એને ઘેર વેચી આવ્યા હતા, તે સખીએ મ્હને પાછો વેચાતો આપ્યો છે. "

ગોવિંદ—" શી રીતે વેચાતો લીધો ? ખરીદવાના પૈસા તો ત્હારી પાસે હતા નહિ ! "

કમલા:—વગર પૈસેજ ખરીદ્યો છે; સખીએ કહ્યું કે ત્હને સખી બનાવીને આ હાર વિના મુલ્યે વેચવા મ્હારા સ્વામીએ મ્હને આજ્ઞા કરી છે; મ્હેં ના તો ઘણી કહી પરંતુ મ્હારા સ્વામીની એનીજ આજ્ઞા છે, એમ કહી સખીએ મ્હને બોલતી બંધ કરી, અને જતી વખતેજ ત્હમને કહેવા કહ્યું હતું કે ગુણવંત માશીને તો મ્હારે ત્યાં મોકલજોજ. "

ગોવિંદ:—" સારૂં, એ તો મેં પણ સાંભળ્યું હતું, એનો આ કવખતમાં ઉપકાર થાય છે, તે સંભારી રાખવો.

કમલા:—" જ્યારે હું એને બદલામાં કાંઇ પણ નહિ આપી શકવા બદ્દલ દીલગીરી દર્શાવવા લાગી, ત્યારે એણે કહ્યું કે એ ખાતર તું ફીકર ન કર સખી ! આ વખત તું બેજીવ છે, તો ત્હને જો પુત્રી અવતરે તો મ્હારા નારાયણની સાથે ત્હેનો વિવાહ કરજો; એ સાંભળી, હું પણ ઘણી ખુશી થઇ છું."

ગોવિન્દ:—" ઘણું મજાનું ! પણ આમ કેટલા દહાડા નીભશે ? હું કહું છું કે નારાયણને લઇને થોડાક દિવસ પીએર જાય તો કેવું ?

થોડા દિવસમાં નોકરીનું ગાડું ચીલે ચઢશે કે તરત હું ત્હને તેડાવી લઈશ. અહિં રહેવાથી આવા વખતમાં તું બહુ દુઃખી થશે."

કમલાઃ—"મ્હારા દુઃખને ખાતર ત્હમે આટલી ચિન્તા કરી રહ્યા છો ? મ્હને દુઃખ ન પડે તેટલા સારૂ મ્હને પીયર પળવાનો ઉપદેશ આપી રહ્યા છો ? ત્હમે તો માબાપના લાડમાં ઉછર્યા છો. રોજ સારી સારી વસ્તુઓ ખાતા. દુઃખની છાયાનો ત્હમને કદી સ્પર્શ સરખો યે થયો નથી. અને મ્હારી વાતતો હું શું કહું ? મ્હારી તો બચપણુમાંજ મા મરી ગઇ છે; પિતાના દરિદ્ર ઘરમાં કદી અડધે પેટે મંગળવાર કર્યા છે, તો કોઇ કોઈ દિવસ તો તદ્દન કડાકા કરવા પડયા છે; સસરાજીની કૃપાથી એજ હું આપની અર્ધાંગિની—સહચરી—બની છું. તે શું આવા સમયમાં ત્હમારો ત્યાગ કરીને બાપને ઘેર જવા માટે ? એમની અવસ્થા અત્યારે સારી છે, એ વાત ખરી છે; પરંતુ આ સમયે ત્યાં જવું એ હું મ્હારે માટે નામોશી ભરેલું સમજું છું. ત્હમારી જાહોજલાલીના દિવસોમાં સારાં સારાં વસ્ત્રાલંકારોથી સુશોભિત થઇને હું મ્હારી જાતને ધન્ય સમજતી હતી; આજે ત્હમારી આવી હાલતમાં ત્હમારી પડખે રહી, ત્હમારાં અક્લિષ્ટ વદન—મંડલ પર એક બિન્દુ આંસુનું નાંખીને હું મ્હારી જાતને હજારગણી ગૌરવભરી ગણીશ. પ્રભુ ! હું ત્હમારી દાસી છું ! ત્હમે મ્હારી પડખે હશો તો હું સર્વ પ્રકારનાં સંકટો પ્રસન્નવદને સહન કરી શકીશ."

"કમલા ! હવે ફરી ત્હને પીયેર જવા હું નહિ કહું. હાય ! મ્હારા જેવા હતભાગ્યને હાથ નહિ પડી હત, તો ત્હારા જેવી સ્થલ કમલિનીને આજ અર્ધવિકાસિત અવસ્થામાંજ દારિદ્રયના રૌદ્ર તાપથી આમ કવખતે કરમાવા વારો ના આવત."

"નહિ પ્રભુ ! મ્હારા જેવી દુઃખિઆરીના સ્પર્શથીજ ત્હમારો સોનાનો સંસાર આજે આવો થઇ ગયો છે."

ગોવિન્દચન્દ્રથી હવે સ્થિર નહિ રહી શકાયું, આંસુ ભરી આંખ્યો સાથે ત્હેને; ગાઢ આલિંગન દઇને કહ્યું:—" કમલા ! કમલા ! મ્હારા સુખ—દુ:ખમય જીવનની તું એક માત્ર સહચરી છે. ત્હારા જેવી પુણ્યશાલી પતિપરાયણા લલનાવૃન્દના સ્પર્શથીજ ભારતવાસીઓ, અને વિશેષત: બંગાલીઓના રોગ શોક પૂર્ણ અનક્લિષ્ટ હાહાકાર મય સંસારમાં સુખ શાન્તિ વિરાજે છે; નહિતર આપણે ત્યાં સમાજની સ્થિતિ કાંઈ જૂદીજ હત. "

કમલા:—" જવા દો, એ વાતો, હવે. નોકરીનો હજુ સુધી કાંઇ પત્તો નથી ખાતો ?

ગોવિન્દ:—" ના, વિપત્તિ કદી એકલી આવતી નથી; જ્યારે વિપત્તિ આવે છે, ત્યારે સર્વ પ્રકારનાં કષ્ટ ક્રમાનુક્રમે જીવની સામે ખડાં થવા માંડે છે; પરન્તુ એથી હું કાંઇ નિવૃત્તિ સેવવા માંગતો નથી. મનુષ્ય જીવનનો મૂલ મન્ત્રજ કર્મ છે. કર્મ સ્રોતમાં વહેતા વહેતા આપણે આ અનંત કર્મ ક્ષેત્રને વિષે ઉપનીત થયાં છીએ. જીવની ઉત્પત્તિ, સ્થિતિ તેમજ લય પણ કર્મજ છે. ગમે તે સ્થિતિમાં કાંઇને કાંઇ પણ કાર્ય તો થવાનુંજ. પરંતુ દુ:ખ માત્ર એજ વાતનું છે કે સંકટના સમયમાં સેંકડો ચેષ્ટા કરવા છતાં સુખ પ્રાપ્ત થતું નથી. "

કમલા:—" કેમ પ્રભુ ! ત્હમેજ એક દિવસ કહ્યું હતું ને કે પૃથ્વીપતિ પાંડુ રાજાની પટરાણી કુન્તી દેવીએ શ્રી કૃષ્ણ પાસે એવું વરદાન માંગ્યું હતુ કે મ્હારૂં આખું જીવન દુ:ખમયજ રહે. દુ:ખજ શ્રેષ્ઠ છે. દુ:ખ પડયેજ આપણે પ્રભુને યાદ કરીએ છીએ; દુ:ખીનો પોકાર પરમાત્મા અવશ્ય કાનપર લેછેજ. "

ગોવિન્દ:—" એટલા માટેજ એકવાર સ્મરણ કર, કમલા ! સાચા હૃદયથી પરમાત્માનું સ્મરણ કર ! સાંભળવામાં આવ્યું છે કે પિતાજીના પરિચિત પેલા મોટા સાહેબની પાછી ઓફિસમાં નીમ-

ચુંક થઇ છે. એમનાં પાછા આવવાની બીલકુલ વકી ન હતી; મ્હારા સદ્‌ભાગ્યેજ એમને પાછા ખેંચી આણ્યા જણાય છે. એકવાર એમને અરજી મોકલું છું; આશા છે કે એમની કૃપા હશે તો કાંઇ ને કાંઇ પણ કામ મળી જશે. ”

કમલાઃ—"ઘણું સારૂં; એમજ કરજો. એ સાહેબ ઘણા સારા છે. સસરાજી કહેતા હતા કે એમનો ત્હેમની સાથે ભાઇ જેવો વ્યવહાર હતો.

ગોવિન્દઃ—" જોઉં છું, શરત્‌ની એ સંબંધમાં શી સલાહ છે ? ”

# પ્રકરણ ૧૦

## ગોપાળચન્દ્ર ઑફીસમાં.

*Man's inhumanity to man,*
*Makes countless thousands mourn.* (*Burns.*)

ગોપાળચન્દ્રનું ચિત્ત હવે ઓફિસના કામકાજમાં ચોંટતું નથી. નૂતન સંસારની હાડમારીથી એનું હૃદય બ્હાવરૂં બની ગયું છે. ઘરવાળીને આજ કાલ ઘરમાં ઘણી આપદા પડે છે, બાળબચ્ચાં બીચારાં બ્હેબાકળાં થઇને ફરે છે. આવી અનેક ચિન્તાઓનો બોજો એના ઓફિસના કામકાજમાં એને વિઘ્નરૂપ થઇ પડવા લાગ્યો. મોટા સાહેબ વિલાયતથી તેજ વખતે ઓફિસમાં ફરી પાછા નીમાઇને આવેલા હોવાથી ઓફિસમાં ભારે ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો. દરેક જણ પોતપોતાના કામકાજમાં કાંઇક અનેરી સ્ફુર્તિ દાખવી રહ્યું હતું અને દરેકનાં મન મોટી મોટી આશાઓમાં પ્રફુલિત બની રહ્યાં હતાં. કોઇને આશા હતી કે સાહેબ ઘણા ભલા માણસ છે, તો આ વખત એમને ખૂશ કરી, હું મ્હારો પગાર વધરાવીશ. કોઇને મન એવી આશા હતી કે સાહેબને નીચા વળીને લાંબી

સલામ બજાવીશું, એટલે ઝટ કરતા ઉંચી પાયરીએ ચઢી જવાશે. કોઇને વળી એવો મનોરથ હતો કે મોટા સાહેબને પ્રાર્થના કરી હું મ્હારી પ્રિયાની ઘણા દહાડાની હોંસ પૂરી પાડીશ. અર્થાત મ્હારા સાળાને નોકરી અપાવીશ. આ પ્રમાણે દરેકના મનમાં કાંઇને કાંઇ આશા હતી. એક માત્ર ગોપાળચંદ્રને કાંઇપણ આશા ન હતી; કેમકે જે દિવસ મોટા સાહેબ ઓફિસમાં પહેલ વહેલા આવ્યા તે દિવસ ગોપાળબાબુ ગેરહાજર હતા. તે દિવસ એમણે પોતાના નાના ભાઇને અલગ કરેલા હોવાથી, પોતે નૂતન સંસારની સગવડ કરવામાં ગુંથાએલા હતા. મોટા સાહેબે ઓફિસમાં એને વિષે પૃછપરછ કરતાં, એને ગેરહાજર જાણી, એના ભાઇના સંબંધમાં પણ ખુલાસો માંગ્યો. ત્યારે ઓફીસના માણસોએ જણાવ્યું કે ગોપાળની ઇચ્છાથી ગોવિન્દચંદ્રને એના ઓહ્દા પરથી કમી કરવામાં આવ્યા છે. મોટા સાહેબના હૃદયને આથી કાંઇક ખરાબ લાગ્યું; કેમકે સ્વર્ગવાસી શ્યામસુંદર બાબુના અનુરોધ અને સ્નેહને લીધેજ એમણે બન્ને ભાઇઓની . ઓફીસમાં નીમણુંક કરી બન્નેને પોત પોતાની અનુકૂળતાને રૂપે તેવું કામ સોંપ્યું હતું. પોતે કરેલી વ્યવસ્થામાં ડખલ થતાં, ત્હેમને એ વાતનો ભારે સંતાપ થવા લાગ્યો કે ગોવિંદ ચંદ્ર એના ભાઇની સહાયતાથીજ બરતરફ થયા છે. ગોપાળચંદ્રને એ બીનાની ખબર પડતાં મોટા સાહેબને મ્હોડું બતાવવું ત્હેમને ભારે થઇ પડયું. નાના સાહેબની કૃપા ઉપરજ ત્હેમને હવે ઝઝુમવાનું રહ્યું. આથી ગોપાળબાબુ નાના સાહેબનેજ સંતુષ્ટ કરવા લાગ્યા. નાના સાહેબને કાંઇ એ વાત અજાણી ન હતી, કે શ્યામ સુન્દર બાબુદ્વારા ઑફીસનું ઘણું શ્રેય થયું છે, અને એટલા માટેજ મોટા સાહેબનો ત્હેમના પ્રત્યે અનહદ સ્નેહ હોઇ, એમના પુત્રોના ઉપર આટલી બધી કૃપાદૃષ્ટિ છે. ગોવિન્દચન્દ્ર ઑફીસમાંથી બરતરફ થવાનું કારણ એ હતું કે ગોપાળચન્દ્રની ગફલતથી ઑફીસના એક વ્યવસાયમાં ભારે નુકસાન પહોંચ્યું હતું. આખરે તે વ્યવસાય

ઑફીસના હાથમાંથી નીકળી ચૂકતાં, નાના સાહેબે પોતાની જવાબ-દારીનો દોષ છૂપાવવા, ગોપાળચંદ્રને તે સંબંધમાં ઘટતું કરવા ફરમાવ્યું. એ પણ ગોવિંદચંદ્રના ઉપર બધો દોષ ચઢાવી, પોતે જવાબદારીના બોજામાંથી મુક્ત થઇ ગયો. ગોવિંદબાબુએ ફક્ત એકજ વિચારથી એ દોષ સ્વીકારી લીધો. એ દોષ મ્હારે માથે ચઢતાં મ્હારા ભાઈની જો રક્ષા થતી હોય, તો મ્હારી ફરજ છે કે મ્હારે વગર આનાકાનીએ તે સહર્ષ સ્વીકારી લેવો. કદાચ એ જો બરતરફ થાય તો આખા કુટુમ્બને ભારે થઇ પડે. એ વાતનો વિચાર કરી, એ ભૂલની બધી જવાબદારી પોતાના પર ખેંચી લીધી. જેને પરિણામે નાના સાહેબે ગોવિન્દબાબુને નોકરીમાંથી બર-તરફ કર્યો, અને એ પ્રકારે ગોપાળબાબુના ભ્રમપૂર્ણ કાર્યનો ઢાંકપીછોડો કરવામાં આવ્યો.

પરન્તુ ઑફિસના બીજા બધાજ માણસો ગોપાળની એ ભયંકર ભુલથી વાકેફ હતા કેવળ ગોવિંદબાબુના આગ્રહથીજ એ રહસ્ય તેઓએ પ્રકાશમા આણ્યું નહતું. પરન્તુ આ વખતે મોટા સાહેબની ફરી જે નીમણુંક થઈ હતી, તે તેમજ ગોવિન્દચન્દ્રની વર્તમાન સ્થિતિનો વિચાર કરી, પાછા એના એજ લોકો ગોવિન્દબાબુને મોટા સાહેબ મિસ્ટર મરેના ઉપર એક પ્રાર્થના પત્ર મોકલવાની ભલામણ કરવા લાગ્યા. ગોવિંદના પ્રિયમિત્ર શરત્ બાબુએ તો એને માટે ખાસ આગ્રહ પૂર્વક તાકીદ કરી. ગોવિંદચંદ્રે એ બધી વાતનો વિચાર કરી, આખરે અરજી મોકલવાનુંજ નિશ્ચિત કર્યું. આણી તરફ મોટા સાહેબ અનેક કાર્યોમાં ગુંથાઇ જવાથી, બે ત્રણ દિવસ સુધી કોઇને મળી ન શકયા. વિલાયતના ડીરેકટરોની ઈચ્છાથી એક નવો વ્યવસાય ખોલવાને હિંદુસ્તાન પાછા ફર્યા હતા; એથી ત્યાં આવીને નાના સાહેબ તથા બીજા કેટલાક સહકારીઓની સાથે મસલત કરી વિલાયતની ટપાલ રવાના કરી, આજે તેઓ કાંઇક

સ્વસ્થ થયાં હતા. એજ કારણને લઇને તેઓ આજે ઘણા ખૂશ મિજાજે ઑફીસ તપાસવા આવ્યા અને ગોપાળ બાબુને મળ્યા. ઑફીસના સંબંધમાં બીજી કેટલીક પરચુરણ વાતો થયા બાદ, સાહેબે પ્રશ્ન કર્યો:–" ત્હારા નાના ભાઇનો શા હાલ છે ? આ નવા કાર્યનો ભાર શું એમનાથી નહિ ઉપાડી શકાય ? જો તેઓ હજી સુધી નોકરી ચાકરી વગરના હોય, તો ત્હમે એમને મ્હારી પાસે લઇ આવો; હું એમને ફરીથી આ ઓફિસમાં નોકરીએ વળગાડીશ."

એ સાંભળી, ગોપાળબાબુએ ગભરાતાં ગભરાતાં પ્રત્યુત્તર આપ્યો:–

"હજૂર! એ હવે મોટો માણસ થઇ ગયો છે. એને હવે નોકરીની પરવા નથી,"

મિ. મરે:–" મોટો માણસ શી રીતે થઇ ગયો ?"

ગોપાળ:–" અંહીયાંની નોકરીમાંથી છુટા થયા બાદ, એણે એક વેપાર કર્યો હતો, તેમાં એને ઘણો નફો થયો છે; ગોવિન્દ અત્યારે ઘણી સારી સ્થિતિમાં છે."

મિ. મરે:–" ખુશી થવા જેવી વાત છે, એમની આ પ્રકારની ઉન્નતિને માટે હું ઇશ્વરને ધન્યવાદ આપું છું. ઠીક, ત્યારે તો ત્હમે કોઇ બીજો અનુભવી માણસ લઈ આવજો."

ગોપાળ:–" ઘણું સારૂં, સાહેબ ! જરૂર લાવીશ."

એ બન્ને જણા આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા, તે અરસામાં એક સિપાઇએ આવીને ગોપાળબાબુના હાથમાં એક 'અર્જન્ટ ટેલીગ્રામ' આપ્યો. ઘણા આગ્રહ પુર્વક તેને વાંચી જોઇ ગોપાળબાબુએ એક ઉંડો નિસાસો મુકયો. એની આવી દશા જોઇ મોટા સાહેબે પુછ્યું:–" ગોપાળબાબુ ! તારમાં શું લખ્યું છે ?"

ગોપાળ:–" મ્હારી સાસુને કોલેરા થઇ ગયો છે; ત્હેમની હાલત ઘણી ચિન્તાજનક છે. તારમાં મ્હને ઘેર તેડાવ્યો છે, આપ કૃપા કરી મ્હને જવાની રજા આપી શકો એમ છો ?"

મિ. મરેઃ— બચીતજ, ત્હમે હમણાંજ જવાની તૈયારી કરો.

સાહેબની રજા લઇ, ગોપાળબાબુ તુરતજ ઘેર રવાના થયા. ત્યાર બાદ ઑફિસના બીજા કેટલાક નોકરોને મળી, સાહેબ ચેમ્બરમાં ચાલ્યા ગયા. ત્યાં જતા વારને એક આવેદન-પત્ર નજરે પડતાં, તેને અથોપાંત વાંચી જોઇ આશ્ચર્યચકિત થઇ સાહેબ મનમાં ને મનમાંજ કહેવા લાગ્યાઃ—" આ કેવી પ્રહેલિકા છે ? શું ખરેખરજ ગોવિન્દની એવી બુરી હાલત હશે ? એના મોટાભાઇએ એના સંબંધમાં જે કાંઈ મ્હને કહ્યું છે, તે તો એનાથી બીલકુલ વિરૂદ્ધ જાય છે. અવશ્ય એમાં કાંઇને કાંઇ પણ રહસ્ય સમાએલું હોવું જોઇએ !" ત્યારબાદ, સાહેબે એક પટાવાળાને બોલાવીને કહ્યું:— ગોપાળબાબુને એકદમ અહીં બોલાવી લાવો." પટાવાળો પવનવેગે ગોપાળબાબુના રૂમમાં ગયો. ત્યાં ગયા બાદ માલૂમ પડયું કે એતો ઘેર જતા રહ્યા છે. પટાવાળાએ સાહેબને ખબર આપીઃ—" હજૂર ! બાબુ ચાલ્યા ગયા છે." એ સાંભળી, ગોવિન્દબાબુના નામનો એક તાર લખી, પટાવાળાને તે આપીને સાહેબે કહ્યું:—" બીજા કોઇ બાબુની પાસે હમણાંજ આ તાર મોકલાવો." કહેવાની જરૂર નથી કે એમની આજ્ઞાનુસાર તરતજ તાર મોકલવામાં આવ્યો.



# પ્રકરણ ૧૧.

## પ્યારીલાલ.

*Love walks a different way in different minds;*
*The fool enlightens, and the wise he blinds.*

( *Dryden* )

સોનાપુર ગામમાં વૈદ ડાકટરનો દુકાળ હતો. ભારે માંદગીના પ્રસંગમાં કોઈને અનુભવી ડાકટર બોલાવવો હોય, તો આઠ દશ માઈલની મુસાફરી કર્યા શિવાય તેમ થઈ શકે તેમ નહતું. એ સ્થળે ફક્ત પ્યારીલાલ ભિષગ્રત્ન નામની એક વ્યકિત હતી. થોડાંક વૈદકવિષયક ચોપાનીયાં તેમજ ડાકટરી ચોપડાં વાંચીને એ લાલ સાહેબે એક તાડપત્રથી આચ્છાદિત કરેલા ઘરમાં બે ત્રણ સાધારણ પ્રકારના ઓશડીયાં, થોડીક લાલ, ભુરા, લીલા રંગની શીશીઓ તથા કેટલીક જુની પુરાણી જડી બુટીઓનો સંગ્રહ કરીને એક દવાખાનું ખોલ્યું હતું. પરન્તુ ત્યાં ત્હેમને ઘરાકી બરાબર જામી ન હતી. કારણકે ત્હેમનો સ્વભાવ ઘણો ખુશામદ પ્રિય હતો, અને સહજવારમાં ત્હેમનો મીજાસ જતો રહેતો. એમના કુટુંબમાં એક ફઈની સગી ડોશી શિવાય બીજું કોઈ ન હતું. ત્હેમની બે સ્ત્રીઓ સ્વર્ગમાં સીધાવી ગઈ હતી. અને અત્યારે ત્હેમની ઉમ્મર પચાશ ઉપર હતી; છતાં ફરી પરણવાની ઇચ્છા ત્હેમની એટલી ઘરડી થઈ ન હતી. એમની ડોશીમાએ પણ એમને સારૂ એક કન્યા નક્કી કરી રાખી હતી; પરન્તુ ગામના કેટલાક આગેવાનોએ મળીને એમને તે કન્યાની સાથે વેવિશાળ કરતાં ન રોકયા હત, તો ડોશીમાની એ આજ્ઞાનું ત્હેમનાથી ઉલ્લંઘન નહિ થઈ શકયું હત. એ જ્યારે

પુષ્કળ અફીણુ ભાજી ચઢાવી, ઘેંઘુટ બનીને બેસેલા વૈદ્યમાં વૈદ્યરાજની ગાદીપર બિરાજતા ત્યારે હેમના મગજને ૭૫૦ ડીગ્રીનો પાવર ચઢી જતો; જે વખતે જેવી જરૂરીઆત તે પ્રમાણે ડૉકટર તેમજ વૈદ્યરાજ એ બન્નેનો પાર્ટ તેઓ કુશળતાથી ભજવી શકતા. જ્યારે કોઈ દરદી પોતાની ચિકિત્સા કરાવવા આવતું, ત્યારે હેના દરદની યોગ્ય ચિકિત્સા કરવા અગાઉ, પોતાનાં દરદ—પોતાના વિવાહની વાત—વૈદ્યરાજ હેની આગળ સૌથી પહેલી છેડતા. ચાલાક દરદીઓ તો એના ખુશામતીઆ સ્વભાવને સંતોષવા, એના વિવાહનું સમર્થન કરીને, અગર બે ચાર રસીલાં ગાયન સંભળાવીને, પોતાનું કામ કાઢી લેતા. આજે પણ એની નાની સરખી ઝુંપડીમાં દરદીઓનો તોટો ન હતો. તાવ, ખાંસી, બરોળની ગાંઠ, સરડો વગેરે કાંઈ કાંઈ રોગથી પીડાતા દરદીઓ એની પાસે ચિકિત્સા કરાવવા ત્યાં આગળ ભેગા થઇ રહ્યા હતા. દરેકની નાડ તપાસી, તેઓને ઓસડની વ્યવસ્થા કરતાં પહેલાં પ્યારીલાલે કહ્યું:–" ત્હમારા લોકોની શું સલાહ છે ? ફરી પરણવું તો પડશેજને ? પિતરોને સારૂ પિંડદાન ની તો કાંઇપણ વ્યવસ્થા થવીજ જોઈએને ? " ખુશામતીયામાંથી એકે કહ્યું:–" અવશ્ય, અવશ્ય, પાણિગ્રહણ કરવાની પરમ આવશ્યક્તા રહે છે. સંસારમાં જન્મીને વસ્તીમાં જેટલો વધારો કરી શકાય, તેટલી સ્વદેશની સાચી સેવાજ છે એમ સમજવું; આપ જરૂર એ પિતૃઋણના પાતકમાંથી મુક્ત થઇ જશો, "

બીજી એક વ્યકિતએ ટાપસી પૂરતાં જણાવ્યું:–" એમનું કથન સર્વથા યોગ્યજ છે. આપની ઉમ્મર હજી કેટલી છે ? આપનીજ વયના છીબાના બાપે થોડા દિવસ ઉપર લગ્ન કીધાં છે. એને તો નાનાં નાનાં બચ્ચાં કચ્ચાં પણ હતાં. અને આપને તો કાંઇ ફરજન નથી, એથી કરીને પિંડદાનને ખાતર પણ આપે ફરી પરણવુંજ જોઇએ. "

પ્યારીલાલ:–" બોલો જોઇએ, ત્યારે તમેજ બોલો, ભાઈ, કે પરણવામાં શું હરકત છે ? હેં ભાઇ, પણ એ છીબાના બાપની ઉમ્મર કેટલી છે ? "

બીજી વ્યકિત:–" અરે શું ? બહુ બહુતો ચાળીશ વર્ષની હશે. આપના કરતાં કાંઇક નાના હશે. વાળ જરાક ધોળા થઇ જવાથી તથા દાંત બાંત પડી જવાથી, આપની ઉમ્મર કાંઇક મોટી જણાય છે; નહિ તો વળી આપની ઉમ્મર પણ કયાં એટલી બધી આધેડ થઈ ગઇ છે ? હજી તો નર્યા બાળક જણાઓ છો.

પ્યારીલાલ:–" હા, ભાઇ ! ખરી કહી ! છીબાના બાપની ઉમ્મર મ્હારાથી કાંઇક અધિક હશે, પણ તેથી શું ? પિતૃ-પુરૂષોને સારૂ પિંડદાનની તો દરકાર રાખવીજ જોઇએ ને ?

ત્રીજી વ્યકિત–" એ તો આવશ્યકજ છે; એક વાર નહિ પણ સોવાર આવશ્યક છે. આપ જરૂર જરૂર ઠેં ઠેં કરી નાંખો. આપની ઉમ્મર કેટલી હશે વારૂ ? "

પ્યારીલાલ:–" કાંઈ બહુ મોટી નથી, એજ ચાળીસ–પિસ્તાળીશ કે બહુ બહુ તો પચાશ પંચાવન વર્ષની હશે. છીબાના બાપના કરતાં કાંઇક અધિક.

બીજી વ્યકિત:–" અધિક શેની ? જેવાં ચાલીશ તેવાંજ પચાશ ! બન્નેમાં શો ફરક છે ? ને લગ્નમાં ઉમ્મરની શી જરૂર છે ? કદાચ હોય તો તમારી પાસતેનોકયાં તોટો છે ? હું આપને માટે એક ચપટીમાં કોઇ અફલાતુન કન્યાનો ઘાટ બેસાડું છું.

પ્યારીલાલ:–" ઘણું મઝાનું ! ત્હમે શો રોગ કહ્યો ભાઈ ? આમ પડે છે ? દવા કોઈ ચીજ આપું છું; તાબડતોબ આરામ થઇ જશે. જુઓ, ભાઈ ! કન્યા જરા ખુબસુરત હોવી જોઇએ હોં ! પિતૃ-પુરૂષોને પિંડદાન તો દેવુંજ પડશેને ? કાંઈ ચાલવાનું છે ?

બીજી વ્યક્તિ:-" હાજ તો હા, તે ખરું છે. હું આપના વિવાહનું ચોકઠું બેસાડી આપીશ. આપ જરા આ બરોળના દરદીને કોઈ અકસીર દવા કાઢી આપશો. એ બહુ સરસ ગાઈ જાણે છે. આપ એનું એકાદ ગાયન સાંભળશો ?

પ્યારીલાલ:-" અહા ભાઇ ! ઘણી ખુશીથી. ભાઈ! જરા ગાઓ તો. હું તહમને બહુ સરસ દવા આપીશ.

" કવિરાજ મહાશય ! હું તો રોગથી મરી ચાલ્યો. અત્યારે મ્હારામાં ગાવાની તાકાત કયાં છે ? પરન્તુ જ્યારે આપ આટલો આગ્રહ કરી રહ્યા છો, તો લ્યો એક ચીજ સંભળાવું છું. એમ કહી હેણે નીચે પ્રમાણે એક સુંદર ગાયન ગાઇ સંભળાવ્યું.

" નહિંહૈ ચૈન દમભર વિરહ હમકો સતાતા હૈ;
સિવા દીદાર કે તેરે નહિ ખ્વાહિશ કોઇ દીલમેં.
જમાના બિન તેરે દિલબર મુઝે સુના દિખાતા હૈ;
હુઇ હો રંજ કયોં હમસે, બતાઓ સચતૂએ જાના.
ખતા નહીં કોઈ બન્દેકી, સજા કયોં આજ પાતા હૈ;
લગાલો અબ ગલેસે, માફ કરકે જો ખતા હોવે.
યહ તેરા રૂઠના જાના, જીગર મેરા, જલાતા હૈ
નહિ કોઇ દારિકા મેરા; સિવા તેરે જમાનેમેં."

એનું ગીત સમાપ્ત થયા બાદ, પ્યારીલાલે કહ્યું:—" અહો ! કેવું સુંદર ગાયન ! પણ ભાઈ, હવે બીજી બધી વાત જવા દઈ, એક વાર મ્હારા વિવાહનો કોઇ ઠેકાણે ઘાટ બેસાડી આપો, તો મોટી મહેરબાની. પિતૃ-પિંડ-દાનને ખાતર એ હલામણુ કરવી પડે છે."

ચોથી વ્યક્તિએ કહ્યું:-" નહિ ભાઇ ! વૈદરાજને વિવાહ કરવાની સલાહ હું આપી શકતો નથી. આ ઉમ્મરે એમને જે માણસ કન્યા આપશે, હેને ખાતર બાઝવા જવું પડવાનું. એમની ઉમ્મર કાંઈ પરણવા જેવડી છે ?"

પ્યારીલાલ:—" એ કોણ છો. રે મિસ્ટર ? ઉઠો, ચાલ્યા જાઓ અહીંથી; ત્હમને શો રોગ થયો છે, ખાંસી ? ખાંસીની દવા મ્હારી પાસે નથી. ત્હમારો રોગ અસાધ્ય છે. ઉઠો, ભીડ મટાવો અહીંથી."

મામલો બગડતો દેખી, બગડી બાજી સમાલવાના હેતુથી તે વાતુએ ફેરવી તોલ્યું:—"ત્હમે કાંઇ સમજો છો પણ ખરા ? કવિરાજ મહાશય ! હું તો જરાક વિનોદ કરતો હતો. ત્હમારો વિવાહ થાય. એ હું તેમાં સંમત ન હઉં, એ શું સંભવિત છે ? ત્હમે ત્હમારે આખો દિવસ ને રાત પરણ્યાંજ કરોને, દાદા ! હું ત્હમારે સારૂ એકાદ કન્યાની તપાસમાં રહીશ."

એ સાંભળીને, પ્યારીલાલ ત્હેનાપર પ્રસન્ન થઇને બોલ્યા:—" હા, ભાઇ ! જરૂર તપાસ કરજો. જીવતા રહો ને સદા ખુશી આનંદમાં રહો ! ત્હમે રોગ શું કહ્યો હતો ? જ્વર અને ખાંસી ? અહા ! બેસો, બેસો; બહુ સરસ દવા ત્હમને કાઢી આપું છું."

કવિરાજ મહાશય પોતાના દરદીઓની સાથે જે વખતે, આ પ્રમાણે પોતાનું ગીતડું ગાઇ રહ્યા હતા, તેવામાં એકાએક હાંફતા હાંફતા ત્યાં આગળ આવીને ગોપાળચન્દ્રે ગભરાએલે અવાજે કહ્યું:—" કવિરાજ મહાશય ! જલદી કરો; એકદમ મ્હારી સાથે ચાલો. રોગ વીફરી ગયો છે. ભરદરીયે વહાણ છે, બાજી હાથમાં રહેવી મુશ્કેલ છે."

પ્યારીલાલ:—" અરે, એકાએક એ શો ગોટાળો થયો ? કાલવાળી ગોળી શું ન્હોતી ખવડાવી ?"

ગોપાળ:—" કોને ખબર. કાલે એવું શું કર્યું હતું. તેની ? કાલે ઓફિસથી આવતાં મોડું થવાથી, હું આપની પાસે આવી શક્યો ન હતો. આજે સ્હવારે આપે જે ગોળી આપી હતી, તે તો એમને ખવડાવી હતી; પરન્તુ અત્યારે બીલકુલ બેહોશ છે. બીજા કોઇને બોલાવવાની જરૂર પડશે ?"

" અંહ–હ ! એવું કામ ન કરતા ! બધું ચહેરાઈ જશે. થોભો, એકવાર હું જોવા આવું છું." ગોપાળબાબુને એ પ્રમાણે કહીને, ઘણીવારથી બેસી રહેલા દરદીઓને વૈદ્યરાજે જણાવ્યું:–" ત્હમે લોકો જરાક થોભી જાઓ. હું હમણાં આવું છું. હમણાં આવીને ત્હમને બધાયને સરસ સરસ ઓસડ આપું છું." એમ કહી લાંબી લાંબી ફલંગ મારતા ગોપાળચન્દ્રની સાથે વૈદ્યરાજ એને ઘેર આવી પહોંચ્યા. ત્યાં આવીને જુએ છે તો ક્ષેમાસુન્દરી ધળાયનમઃ થઈ ગયાં છે; પાપ–તાપ–મય આ સંસારનો ત્યાગ કરીને ત્હેમનો અન્તરાત્મા, અનન્તધામને વિષે પ્રયાણ કરી ગયો છે. એ દશા જોઈ કવિરાજ પાછા તરતજ પોતાને ત્યાં કુચ કરી ગયા. સાસુના મૃત્યુથી ગોપાળબાબુને ભારે ધક્કો લાગ્યો. ત્હેની સ્ત્રી મોહિની પણ માતાના આકસ્મિક મૃત્યુ આગળ સ્થિર ન રહેતાં, પોષ પોષ આંસુ પાડીને, છાતી ફાટ રૂદન કરવા લાગી.

---

## પ્રકરણ ૧૨.

### ગોવિન્દચન્દ્ર ઑફિસમાં.

*Act upon this prudent plan,*
*" Say little, and hear all you can " (Cowper)*

મોટા સાહેબે ગોપાળચન્દ્રને એકાએક રજા આપવાથી [illegible] નોકરીમાંથી બરતરફ થએલા ગોવિંદચંદ્રને તાર કર્યાથી ઓફિસમાં ભારે ખળભળાટ વ્યાપી રહ્યો. ઑફીસના કર્મચારીઓ મનમાં [illegible] અનુમાન કરવા લાગ્યા. કોઈએ કહ્યું કે " ગોપાળ બાબુની જગાએ [illegible]

મોટા સાહેબ પામી ગયા હોવા જોઇએ." તો કોઇએ તુક્કો લગાવ્યો કે, જો એમ હશે, તો નાના સાહેબની રેવડી દાણા દાણ થઇ જવાની. કોઇએ અટકળ બાંધી કે, "માનો ન માનો પણ ગોવિન્દ બાબુએજ બધું પોગળ પ્રકાશમાં આણી દીધું હોય, એમ જણાય છે." એ દિવસે ઓફિસમાં સઘળાજ કલ્પનાના ઘોડા ફેદાવવામાં પોતપોતાની અક્કલ ખરચી નાંખવા લાગ્યા. બીજે દિવસે પણ ઑફીસમાં એની એજ ચર્ચા ચાલી રહી હતી, તે અરસામાં નાના સાહેબ મિસ્ટર ટોમસને ત્યાં આવી ગોપાળ બાબુની ગેર હાજરીનુ કારણ પૂછ્યું. ત્યારે ઑફીસના કર્મચારીઓએ નિખાલસપણે સઘળી વાતોનો ખુલાસો કરી દીધો. તે સાંભળી નાના સાહેબના પેટમાં ફાળ પડી, ગોવિન્દચન્દ્ર બરતરફ થવાના સંબંધમાં જો ખરી હકીકત પ્રકાશમાં આવી જશે, તો મ્હારૂં શું થશે? હું ભારે ફસાવટમાં આવી પડીશ. એવી કાંઇક યુકિત રચવી જોઇએ કે ગોવિન્દચંદ્રને ઓફિસમાં જગ્યાજ નહિ મળી શકે, આ પ્રમાણે અનેક તર્ક વિતર્ક કરતા નાના સાહેબ મોટા સાહેબની પાસે જઇ પહોંચ્યા. ઓફિસ સંબંધી બે ત્રણ બાબતો પર ચર્ચા કર્યા બાદ, ત્હેમણે મોટા સાહેબને પ્રશ્ન કર્યો:— "આપે શું ગોવિન્દચન્દ્રને તારથી તેડાવ્યો છે?"

મિ મરે:—"હા, એઓ શું આવી પહોંચ્યા છે?"

મિ. ટોમસન:—"ના; મ્હેં સાંભળ્યું છે કે એ પૈસા પેદા કરી. હવે એ તો મોટા શેઠીયા બની ગયા છે. આપનો તાર વાંચી હવે એમને અહીં આવવાની પરવા હશે ખરી?

મિ. મરે:—"નિઃસંદેહ આવશેજ; ત્હમને કોણે વાત કરી કે એ મોટા શેઠીયા બની ગયા છે?"

મિ. ટામસન;— એમના મોટા ભાઇ ગોપાળચન્દ્રે.

મિ. મરે:—ડેમ ઇટ (Damn it); એ બધું હકહકતું જુઠાણું છે

મ્હને પણ કાલે એણે આડું અવળું ભેરવ્યું છે. કાલે મ્હેં જ્યારે નવા કામને માટે ગોવિન્દચંદ્રની નીમણૂંક કરવાની વાત એની આગળ છેડી, ત્યારે એણે મને પણ એજ વાતો કરી હતી. પરંતુ અફસોસ! અત્યારે ગોવિંદ બાબુની બહુ દરિદ્ર અવસ્થા છે. ગોપાળને મેં કાલે રજા આપી હતી; હવે એ પાછો ઑફીસમાં હાજર થશે ત્યારે એના અસત્ય કથનને માટે હું એને શિક્ષા કરીશ."

મિ. ટામસનઃ—"શું એ વાત સાચી છે? આપને એ વાતની શી રીતે ખબર પડી?"

"હા, સત્ય છે, તદ્દન સત્ય છે! ગોવિંદને હું સારી પેઠે ઓળખું છું નોકરીને માટે એણે મ્હને એક અરજી પણ મોકલી છે એ અરજીમાં પોતાની દશાનું જે એણે વર્ણન કર્યું છે, તે વાંચી હું કેમે કર્યાં મ્હારાં આંસુ રોકી ના શક્યો. ખરેખર એ ભારે વિપત્તિમાં છે; એની સ્થિતિ તદ્દન દયાજનક છે, જો કે ત્હમેજ એને બરતરફ કર્યો હતો, છતાં જુઓ, એણે ત્હમારા પ્રત્યે કેવી કૃતજ્ઞતા દર્શાવી છે! એણે સ્પષ્ટતાથી ખુલાસો કર્યો છે કે કારણવશાત્ ત્હમારે એને રજા આપવી પડી હતી. કૃતજ્ઞતા દર્શાવવામાં એ એના પિતા જેવોજ જણાય છે, એમ કહી મિસ્ટર મરેએ તે આવેદન પત્ર મી. ટામસનને વાંચવા આપ્યો.

નાના સાહેબ પોતાના સ્વાર્થને ખાતર ગોવિંદચંદ્રની વિરૂદ્ધ મોટા સાહેબને ઉશ્કેરવાના હેતુથી ત્યાં આગળ આવ્યા હતા; પરંતુ એનો આવેદન-પત્ર વાંચવાથી એમના પોતાનાજ મનનું સમાધાન થઇ ગયું. પોતે પ્રતાડિત તેમજ પ્રતારિત હોવા છતાં, ગોવિંદચંદ્રે એમની વિરૂદ્ધ કશું નહિ કહેતાં ઉલટી પ્રશંસાજ કરી હતી. એ જોઈ ત્હેમણે ઘણા પ્રસન્ન ચિત્તે મોટા સાહેબની બાજુ ઉપર ઢળી જઈ, ગોપાળ બાબુની નિંદા કરવા માંડી, તથા ગોવિંદચંદ્રના

ઉપર સાહેબનો અધિક સ્નેહ જોઈ, પોતે પણ ત્હેના પક્ષનું સમર્થન કરનારી કેટલીક વાતો કહી. નાના સાહેબની એ બધી વાતો સાંભળીને મોટા સાહેબે કહ્યુ:—“ મને લાગે છે કે હવે એ બંને ભાઇઓનો સંબંધ પહેલાંના જેવો નથી રહ્યો. કાંઇને કાંઇ પણ વિરોધ પડયો છે.”

મિ. ટામસન:—“ હું પણ એમજ ધારૂં છું. આજ કાલ ગોપાળનું મન ઑફિસના કામકાજમાં લાગતું નથી; આજકાલ બધા કામમાં એ ભુલ કર્યા કરે છે. પગાર પણ એમને કામના પ્રમાણમાં કાંઇક વધારે મળે છે.

મિ. મરે:—“ એ હું બરાબર જાણું છું, પરંતુ એના મોટા કુટુંબ કબીલાનું પોષણ થઈ શકે, એટલા ખાતર, એના પિતાની ભલામણ થીજ, મેં એ પ્રકારની વ્યવસ્થા કરી હતી. શ્યામ સુંદર બાબુએ પોતાની હયાતી દરમ્યાન ઑફિસને ઘણો ફાયદો કરી આપ્યો હતો.”

મિ૦ ટામસન:—“ એ બધી વાતની મ્હને ખબર છે; પરન્તુ ગોપાળબાબુને જરાક સાવધાન કરી દેવા પડશે; નહિતો કોઇક વખત એ ઉંધુ મારી દેશે, એમ ભય રહે છે.”

મિ. મરે:—“ ગોવિંદ ચન્દ્રને આવવાને માટે લખ્યું છે. એને પૂછતાં ગોપાળની વાતો જો અસત્ય નીકળશે, તો એની કરણીનાં ફળ અવશ્ય એને ચાખવાંજ પડશે.”

એ બન્ને જણાં વચ્ચે એ પ્રમાણે વાતચીત થઈ રહી હતી, તે દરમ્યાન પટાવાળાએ આવીને એક કાગળ સાહેબના હાથમાં મૂક્યો. કાગળ વાંચીને મોટા સાહેબે કહ્યું:—“ મિ. ટામસન ! ગોવિન્દચન્દ્ર આવ્યા છે. પટાવાળા ! બાબુને અહિં આવવા દો.” નાના સાહેબે એના આવવાની વાત સાંભળીને કહ્યું:—“ વારૂ, ત્યારે આપ એને બધી વાતો પૂછી જોજો. હું હવે જાઉં છું.” એમ

કહીને એ ત્યાં આગળથી ચાલ્યો ગયો.

મોટા સાહેબનો તાર મળતાં વારને ગોવિન્દચન્દ્ર ભુખ્યા ભુખ્યાજ ઘરમાંથી એકદમ નીકળી પડ્યા. આ વખતે ઑફીસમાં આવી, મોટા સાહેબને મળવાની આજ્ઞા મળતાં પ્રસન્નચિત્તથી સામાન્ય ધોતી ચાદર તથા ઠીંગડાવાળા જોડા સાથે સાહેબની સામે આવીને ઉભા રહ્યા. અસલ તેઓ સુન્દર પોશાખ પહેરીને ઑફિસ આવતા. પરન્તુ ગોપાળબાબુએ ગોવિન્દબાબુને અલગ કરતી વખતે ત્હેનાં જૂનાં કપડાં પણ એને લેવા દીધાં ન હતાં. ભ્રાતૃભકત ગોવિન્દે એ ખાતર કશો વાંધો ઉઠાવ્યો ન હતો. એનો મલિન પોશાખ તેમજ ચિન્તાથી લેવાઇ ગએલો ચહેરો જોઇને, મોટા સાહેબે વિસ્મય પામીને પ્રશ્ન કર્યો:—"ગોવિન્દચન્દ્ર ! ત્હમારી આવી કંગાલ હાલત શાથી ?" ગોવિન્દચન્દ્રે રીતસર સલામ કરીને પ્રત્યુત્તર વાળ્યો:—"આપને ત્યાંથી નોકરીમાંથી છૂટા થયા બાદ ધંધા રોજગાર વગર મ્હારી આ સ્થિતિ થઇ ગઇ છે."

મિ૦ મરે:—"ત્હમે કશોક વેપાર કરીને તેમાં પુષ્કળ રૂપીઆ ભેગા કર્યા છે ને ?"

એ સાંભળી ગોવિંદબાબુએ વિસ્મિત બનીને કહ્યું:—"એ આપને કોણે કહ્યું ?" મિ. મરે:—ત્હમારા મોટાભાઇએ; એ અત્યાર રજા લઈ ઘેર ગયા છે, નહિતર હું એને બોલાવત."

જેમ કોઇ વ્યકિત છેક ઉંચેથી નીચે દૃષ્ટિપાત કરતાં કંપી ઉઠે છે, તેવીજ રીતે મોટા સાહેબને મ્હોંડેથી ગોપાળચંદ્રની એ વાત સાંભળીને, ગોવિંદચંદ્ર પણ કંપી ઉઠયો, તથા મનમાં ને મનમાં કહેવા લાગ્યો:— "અરે ! વડીલ બંધુ ! આપનું આવું વર્ત્તન શું ઉચિત કહેવાશે ? આ સમયે મ્હારી કેવી સ્થિતિ છે ! હું દીન હીન એક મુઠી અન્નનો ભીખારી બની ગયો છું. એ બધું

જાણવા છતાં, આપે મ્હને જૂદો કાઢયો; કેવળ જૂદો કાઢયો, એટલું જ નહિ પણ, મ્હારા અન્નદાતા અને પિતાના મિત્રની આગળ પણ મ્હારા સંબંધમાં આડું અવળું ભેરવીને ત્હેમની પણ યત્કિંચિત્ કૃપાનો લાભ મળતો અટકાવવાની ચેષ્ટા કરતાં અટકયા નહિ! હવે શો ઉપાય રહ્યો છે? મ્હારે હવે શું કરવું? શી ખબર! મ્હારા સંબંધમાં એવી તો કેટલીયે વાતો કરી હશે. ભગવન્! આ કોણ જાણે કેવોક ઘોંટાળો છે?"

ગોવિંદને એ પ્રમાણે ચિંતામગ્ન જોઇને મિસ્ટર મરેએ કહ્યું:—"ગોવિંદચંદ્ર! ત્હમે શું વિચાર કરી રહ્યા છો? ત્હમે ત્હમારી સર્વ હકીકત ખુલ્લે ખુલ્લી જણાવી દો. મ્હને લાગે છે કે ત્હમારા સંબંધમાં ત્હમારા ભાઇએ મ્હને ઘણી જૂઠી જૂઠી વાતો ભેરવી છે. કાલે જ્યારે ત્હમને નોકરી આપવાની વાત એની આગળ કાઢી, ત્યારે એણે મ્હને કહ્યું 'કે, એ તો હવે મોટો શેઠીયો બની ગયો છે, એને હવે નોકરીની પરવા રહી નથી.' ત્હમારી આવી ચીથરે હાલ દશા થઇ ગઇ છે, તે સંબંધમાં તો એણે સુચના સરખી પણ કરી નથી. એ મહા લબાડ અને દગલબાજ છે. હવે સર્વ હકીકત સાચે સાચી કહી દો: એનાં દુષ્ટવર્ત્તન અને દગલબાજીપણા માટે હું એને નોકરીમાંથી બરતરફ કર્યા વિના રહેવાનો નથી."

ગોવિંદચંદ્ર પૂતળાંની પેઠે કાંઇ પણ બોલ્યા વગર ચૂપચાપ ઉભો થઇ રહ્યો. શો જવાબ દેવો, તેની એને ગમ ન પડી. મનમાં ને મનમાં વિચારવા લાગ્યો:—હું બધી વાતો સાહેબની આગળ પ્રકાશમાં આણી દઉં છું, તો ભાઇ સંકડામણમાં આવી પડે છે, સાહેબ એને નોકરીમાંથી છુટા કરી દે છે: અને એ વાતો જો હું છુપાવું છું તો સાહેબ મ્હને પણ જૂઠો સમજશે. મોટા સાહેબ બુદ્ધિશાળી માણસ હોવાથી મહારી ઘણી ખરી વાતોનો ભેદ પામી

ગયા છે, પરંતુ હું તો અત્યારે તદન નિરાધાર કંગાલ હાલતમાં છું. મ્હારા પ્રારબ્ધમાં જે સરજીત હશે, તે થશે. આ પાપી પેટને સારૂ એક તુચ્છ નોકરી, ગુલામગીરીને ખાતર, એક પેટમાં આળોટેલા સહોદર વડીલ ભ્રાતાની નિંદા તેમજ ગૃહ-વિચ્છેદની વાત એક વિદેશી, વિભિન્ન ધર્માવલંબી સામાન્ય વણિકની આગળ હું કદી પણ નહી કરી શકું. અગર જો કે એનો ઉપકાર કંઈ થોડો નથી. તોપણ ઘરનું છિદ્ર એની આગળ મ્હારાથી ઉઘાડું નહિ પાડી શકાય. આવી વાતોના વિચાર માત્રથીજ એના હૃદયમાં ઘૃણા ઉત્પન્ન થાય છે. હું ભીખારી તો બન્યોજ છું; કાંઈ નહિ વળશે, તો મજુરી કરીને જીંદગીના બાકી રહેલા દિવસો પુરા કરીશ. પરંતુ આવી ગૃહ વિચ્છેદની વાત મારે મ્હોંડેથી નહિજ નીકળે.

ગોવિંદચન્દ્રને આમ ચિંતામાં ગરક થઈ ગએલો જોઇને, મિ. મરેએ કહ્યું:—" ગોવિંદચંદ્ર ! તમે કેમ ચૂપ રહ્યા છો તે હું સમજું છું. તમે તમારા ભાઇના સંબંધમાં કાંઈપણ વાત કહેવા માંગતા નથી. એથી પણ ત્હમારા હૃદયનું મહત્વજ પ્રકટ થાય છે. આજથી હું ત્હમને ચીનાઇ વાસણના વ્યવસાયવાળા ખાતામાં મેનેજર નીમું છું. ગોપાળબાબુની માફક ત્હમને પણ બસો રુપીયાનો પગાર મળશે. હું એ પણ આશા રાખું છું કે ત્હમારી ઉન્નતિના સંબંધમાં મ્હારૂં ખાસ ધ્યાન રહેશે. "

હમણાજ થોડીક ક્ષણ ઉપર જે ગોવિન્દચન્દ્ર, મજૂરી કરીને જીવન નિર્વાહ કરવાનો વિચાર કરી રહ્યો હતો, તે મોટા સાહેબના આવા સ્વપ્નાતીત આશાપૂર્ણ મધુર શબ્દો સાંભળીને, પોતાને કૃત કૃત્ય સમજવા લાગ્યો. પોતાને જે ઉંચી પદવી પ્રાપ્ત થઈ હતી, તે ખાતર કૃતજ્ઞતા પ્રકટ કરી સાહેબને અનેકાનેક ધન્યવાદ દેવા લાગ્યો. ત્હેને આવી કૃતજ્ઞતા દર્શાવતો જોઇ, પરમ સંતોષ પામીને સાહેબે કહ્યું;—" ગોવિન્દચન્દ્ર ! ત્હમે આજે ઘણાં મેલાં કપડાં

પહેર્યાં છે; મ્હારા ધારવા પ્રમાણે આવતા સોમવારથીજ ત્હમારે ઑફિસમાં હાજર થવું ઉચિત થઇ પડશે. તો આજે ત્હમે, ઘેર જાઓ. હું આજથીજ ત્હમારૂં નામ કર્મચારીઓ ( Officers ) -ના રજીષ્ટરમાં દાખલ કરાવી દઉં છું. અત્યારે હું ત્હમને આ પંદર રૂપીયા આપું છુ તે લ્યો. એમાંથી ત્હમે પહેલાંના જેવાં કપડાં લત્તાં તૈયાર કરાવી શકશો.” ક્ષુધાર્ત ગોવિન્દચન્દ્રને પણ એ સમયે ઘેર જવા ઇચ્છા તો ઘણી હતી; પરંતુ સાહેબની આગળ ખુલા શબ્દોમાં તે પ્રમાણે કહી શકાતું ન હતું મોટા સાહેબે પોતાની મેળેજ કૃપા પૂર્વક ઘેર જવાની આજ્ઞા આપવાની સાથે સાથેજ પંદર રૂપીયા રોકડા બક્ષિસ તરીકે આપ્યાથી ગોવિન્દચન્દ્ર ઘણો હરખાતો હરખાતો ત્હેમની રજા લઇને ઘેર જવાને નીકળી પડયો.

---

# પ્રકરણ ૧૩

## મૃતક સંસ્કાર.

*Of all plagues, good Heaven, thy wrath can send,*
*Save, Save, O save me from the candid friends.*
*( Canning ).*

ક્ષેમાસુન્દરીનું મરણ નીપજ્યા બાદ, ગોપાળચન્દ્ર શોકસંતપ્ત ચિત્તે ત્હેના મૃત દેહને અગ્નિ સંસ્કાર કરવા સારૂ આડોશી પાડોશી તેમજ સગાં વ્હાલાં વગેરેને બોલાવી લાવવાને નીકળી પડયા; પરંતુ સહાય થવાની વાત તો દુર રહી, પણ કોઇએ એના તરફ સહાનુભૂતિ સુદ્ધાં દર્શાવી નહિ. કારણ કે અન્યાય પૂર્વક ગોવિન્દચન્દ્રને

જૂઠ્ઠો કાઢયો હોવાથી, સઘળાજ એના પર નારાજ હતા. બન્ને ભાઇઓ પાછા હળીમળીને સમાહ સંપથી ભેગા રહે, એ હેતુથી ઘણા લોકોએ એને વારંવાર આગ્રહપૂર્વક ભલામણ કરી હતી. પરંતુ ઘમંડી ગોપાળે આત્મીય વર્ગની એ ભલામણને તરછોડી નાંખી હતી. એના એ ઘમંડ અને મદનું મર્દન કરવાને આ સઘળે તેઓ બધાજ તૈયાર થઈ રહ્યા હતા. પોડોશીઓની સહાય માંગતાં પહેલાં ગોપાળચન્દ્ર ગોવિન્દ બાબુને મળ્યા ન હતા. અત્યારે ચારે તરફથી નિરાશ થઇ જતાં, ગોવિન્દચન્દ્રને ઘેર આવી એને બુમ પાડી. ગોપાળ બાબુને ત્યાં આવેલા જોઇ, સુવર્ણા ફોઇએ કહ્યું:—" અરે ભગવાન્ ! શું બીચારી એકાએક મરી ગઇ ? એને શું થતું હતું ભાઇ ? "

કાંઇક કચવાટથી પરન્તુ વિનમ્ર શબ્દોમાં ગોપાળબાબુએ જવાબ દીધો:-" અત્યારે એ વાત જવા દો; ગોવિન્દ કયાં છે ?"

સુવર્ણા:-"એ તો ઘરમાં નથી; નોકરીની તપાસમાં કલકત્તા ગયા છે. કોઇ મોટા સાહેબનો તાર આવ્યો હતો. "

ગોપાળ:-" મોટા સાહેબે તાર કર્યો હતો ? કયાં છે તે તાર ? જરા જોઉં તો ખરો. "

સુવર્ણા:-" ઘણું કરીને પોતાની જોડેજ લઈ ગયા છે. "

ગોપાળબાબુને આવેલા જોઇ તથા તારની વાત સાંભળીને, કમલાએ એ તાર બહાર ફેંકયો. તે જોઇ, તેને હાથમાં લઇને સુવર્ણા ફોઇએ કહ્યું:-" ના, ના, લઈ નથી ગયા, ઘરમાંજ હતો; લ્યો, આ રહ્યો, એ તાર ! "

આગ્રહપૂર્વક તેને હાથમાં લઇને વાંચી જોતાં ગોપાળબાબુને જણાયું કે એ તાર મોટા સાહેબેજ મોકલ્યો હતો. દલબદ્ધ થઇને કોઇ વ્યક્તિ નરશોણિતલોલુપ બીજણ શ્વાપદનો શિકાર કરવા સારૂ

ગંભીર વનમાં પ્રવેશ કર્યા બાદ, પોતાના સાથીઓથી વિખુટા પડીને નિઃશસ્ત્ર અવસ્થામાં પોતાની સામે ઉભેલા સિંહને જોઇને જે પ્રમાણે ત્રાસ પામે છે, તેજ પ્રમાણે તે તારમાં સિંહસદૃશ પ્રબલ પરાક્રમશાલી મિ. મરેની સહી જોઇને, ગોપાળચન્દ્ર પણ કંપી ઉઠયા. અને મનમાંને મનમાં ચિન્તા કરવા લાગ્યા:—"હાય ! મ્હેં આ શું કર્યું ? આજ ગોવિન્દને મોટા સાહેબની મુલાકાત થતાં વારને મ્હારૂં સર્વ પોગળ ખુલી જશે; નાના સાહેબના મ્હારા પર ચાર હાથ છે, એટલી કાંઇક નીરાંત છે: જ્યાં સુધી એ સાહેબ ઓફિસમાં છે, ત્યાં સુધી ગોવિન્દની શું ગુંજાશ કે ઓફિસમાં એ પ્રવેશ પણ કરી શકે ? મ્હારા તરફ એમની સંપૂર્ણ દીલસોજી હોવાથી, મોટા સાહેબની આગળ એ મ્હારો બચાવ કરી શકશે."

ગોવિંદચન્દ્રને મ્હેંમાંકળો બની ગએલો જોઇને, સુવર્ણા ફોઇએ કહ્યું:—"કેમ, શું લખ્યું છે ? એ જોતાં વારનેજ ત્હમારૂં મ્હોં કેમ ફીકકું પડી ગયું ? બીજી કોઇ વાત તો નથીને ?"

માથું ખંજવાળતાં ખંજવાળતાં ગોપાળે પ્રત્યુત્તર આપ્યો:—"ના, બીજું કશું નથી; ચિન્તા માત્ર એટલીજ છે કે આજે કદાચ એ પાછો ફરી નહિ શકે."

સુવર્ણા:—"કહી ગયા છે કે ત્યાં કદાચ પત્તો નહિ ખાય, તો શરત્બાબુએ બીજા કોઈ સાહેબના ઉપર ચીઠ્ઠી લખી આપી છે, ત્હેમને મળવા જવુ પડશે, એટલે આજે એનું આવવાનું કાંઇ કારણ નથી"

"અરે ! સ્હવારનું મુડદું પડી રહ્યું છે, ત્રણ વાગવા આવ્યા છે; પરંતુ હજી સુધી અગ્નિ સંસ્કાર કરવાની કાંઈ વ્યવસ્થા થઇ શકી નથી !" એમ કહી ગોપાળબાબુ ત્યાંથી પાછા ફરવાની તૈયારીમાં હતા, તેવામાં રામચરણે કહ્યું:—" મોટા કાકા ! બા કહે છે કે ત્હમે એક વાર શરત્બાબુને ઘેર જાઓ તો ઠીક પડશે. એ ત્હમારી આપદાની વાત સાંભળતા વારને ચાલ્યા આવશે."

શરત્ચન્દ્રની સાથે ગોપાળ બાબુને અગાઉ કાંઇક બોલાચાલી થઇ હશે; એથી એ કદાચ મ્હારૂં માન નહિ રાખે એવા ડરથી ગોપાળ બાબુ એને ત્યાં ગયા ન હતા. રામચરણને મ્હોંયે અત્યારે શરત્ચન્દ્રનું નામ સાંભળીને ગોપાળે કહ્યું:—" તો ઠીક, સુવર્ણી ફોઇને સાથે લઇને, તું એમને ઘર જા. સુવર્ણી બ્હેન ! જુઓની એ કદાચ જાતે નહિ આવી શકે, તો પણ એના કહેવાથી ચાર માણસ તો અવશ્ય ભેગાં થઇ શકશે."

" હું હમણાં જાઉં છું." એમ કહી, રામચરણને સાથે લઇને સુવર્ણી ફોઇ શરત્ચન્દ્રને ઘેર ગયાં. આગલે દિવસે સાહેબની સાથે થએલી વાતોનો વિચાર કરતા કરતા ગોપાળચન્દ્ર પણ પોતાને ઘેર જઇ રહ્યા હતા એવામાં એક યુવક એને રસ્તામાં મળ્યો. તે એને અજાણ્યો ન હતો. પરંતુ એનો સ્વભાવ તેમજ ચારિત્ર સારૂ નહિ હોવાને લીધે ગોપાળ બાબુ ત્હેની સાથે બોલતાં સુદ્ધાં નહિ. તે પાકો દારૂડીઓ હતો. રાત દિવસ દારૂ પીને મસ્ત બની રહેતો. એથી કોઇની સાથે તે ઝાઝું બોલતો કરતો નહિ, પરન્તુ જેની પાસેથી એક પ્યાલો પણ દારૂનો મળવાની એને આશા હોય, ત્હેનો એ દાસ બનીને રહેતો. એને જોઇને ગોપાળબાબુએ કહ્યું:—

" બિહારી " કયાં જાય છે, ભાઇ? મ્હારી એક વાત સાંભળીશ? હું ભારે વિપત્તિમાં આવી પડયો છું."

બિહારી—" ભાઇ! કાંઇક શરાબ બરાબનું કરી નાંખો, તો ત્હમારી વાત સાંભળું; નહિતર દારૂડીઓ ગણાવા અને બે ગાળ સાંભળવા હું કાંઇ આવતો નથી."

ગોપાળ—" ઠીક,' શરાબને માટે હું ત્હમને રૂપીઆ આપું છું; પણ ભાઇ! મ્હારૂં એક કામ કરવું પડશે. મ્હારા ઘરમાં એક મુડદું પડયું છે, તે ત્હમારી ટોળીમાંના બે ચાર માણસોને બોલાવી ત્હમારે તેને શ્મશાન સુધી પહોંચાડી કરીને તેનો અગ્નિસંસ્કાર

કરવામાં સહાયતા કરવાની છે. એમ કરશો તો હું ત્હમને પેટ ભરીને શરાબ પીવડાવીશ."

બિહારી—"તેની શી ચિન્તા છે? જરાક 'પીલે શરાબ મજેદાર'નું કરી નાંખો એકવાર; એટલે જુઓ પછી ત્હમારાં એક તો શું પણ દશ મુડદાં કેવાં ચપટીમાં હું એકલો લઇ જાઉં છું તે."

ગોપાળ:—"ઠીક, આ બે રૂપીયા લ્યો, ત્યારે; દારુની તરશ મટાડી કરીને ત્હમારા સાથીઓને લઇને જલદી આવી પહોંચો."

બિહારી—"બે રૂપીયામાં શું થવાનું હતું? એટલા રૂપીઆની તો મ્હારે એકલાનેજ પીવાને જોઇશે. મ્હારી સાથે બીજા બે ચાર સોબતીઓ છે. બસ, દશ રૂપીયા આપો તોજ મ્હારાથી કાંઇ થઇ શકે."

ગોપાળ:—"વારૂ, ભાઇ દશ રૂપીયા લ્યો; પણ જરા જલ્દી પાછા આવજો, હોં; વાર ન લગાડતા."

"એમાં મ્હને શીખવવું નહિ પડે; હું મ્હારા સોબતીઓને લઇને હમણાં ચાલ્યો આવું છું." એમ કહી, દશ રૂપીયા લઇને બિહારી ત્યાંથી ચાલતો થયો. ગોપાળચન્દ્રે ત્યાંથી ઉતાવળે પગલે ઘેર આવી, પોતાની પ્રિયતમા પત્ની મોહિનીને કહ્યું:—"હજી સુધી મુડદું ઉપાડવાનો કશો બન્દોબસ્ત નથી થયો. ચાર વાગવાની તૈયારી છે. આ મુડદાને લીધે તો હું મહા મુશ્કેલીમાં આવી પડયો છું."

મોહિની:—"ખરેખર, મુશ્કેલી કાંઇ જેવી તેવી નથી. નાનાં નાનાં છોકરાંઓની સાથે અહીં એકલાં રહેવું મ્હને પણ બહુ મુશ્કેલ લાગે છે. ગોવિન્દે શું કહ્યું?"

ગોપાળ:—"એક ઉપર એક વિપત્તિ આવી જાય છે; પણ તે વાત હું ત્હને પછી કહીશ. કાલે ગોવિન્દના સંબંધમાં સાહેબની આગળ મ્હેં ખૂબ જૂઠાણું ચલાવ્યું હતું. આજે એને સાહેબે તારથી તેડાવ્યો છે."

મોહિની:-(ચોંકીને) "ત્યારે હવે શું થશે?"

ગોપાળ:—“ પડશે ત્યારે દેવાશે; સહુ થઇ રહેશે. હમણાં આપણે આ વિપત્તિમાંથી ઉગરીએ તોયે બસ છે. ”

મોહિની:—“ મ્હારૂં મગજ તો કોણ જાણે કેમ શૂનકાર બની ગયું છે. મ્હારાથી હવે એકલી અહીં નહિ રહી શકાય. નાની વહુને બોલાવવા મોકલું તો કેવું ? એની સાથે કોઇક પણ ટચરી આવ્યા વગર રહેશે નહિ. ત્હમારો શું અભિપ્રાય છે ? ”

ગોપાળ:—“ પણ એ શું આવશે ખરી ? ”

“ આપણે જોઈએ તો ખરાં ! ” એમ કહી મોહિનીએ પ્રભાવતીને કહ્યું:—“ જા પ્રભા ! મ્હારૂં નામ દઈને ત્હારી કાકીને બોલાવી લાવ; પેલી ડોશીઓની પાસે મા જઇશ. ત્હારી કાકીનેજ છાનીમાની વાત કરજે.” માના કહેવા પ્રમાણે પ્રભાવતીએ કાકી પાસે જઇને કહ્યું:—“ કાકી ! ચાલો, ચાલો ! બા ત્હમને બોલાવે છે,” કમલાએ કહ્યું:—“ વારુ બ્હેન ! હું હમણાં આવું છું. તું ઘેર જઇને ત્હારી બાને કહેજે કે રામચરણને લઇને સુવર્ણા ફોઈ શરત્બાબુને ઘેર ગયાં છે, તે પાછાં આવશે કે તરત હું આવી જાણજે.”

આણી તરફ ગોપાળચન્દ્ર પાસેથી રુપીઆ લઇ, બિહારી દારૂના બે શીશા ખરીદી, પોતાના જેવાજ એક સોબતીને સાથે લઇને ત્યાં આગળ આવી પહોંચ્યા. એને જોઇને ગોપાળબાબુએ કહ્યું:—“કેમ, બિહારી ! આવી પહોંચ્યા ? ચાલો ! પહેલાં આ મુડદાંની સદ્ગતિ કરી આવીએ. સાંજ પડી ગઇ છે.” બિહારીએ ખૂબ મદિરાપાન કરેલું હોવાથી ઘેંઘુર બની ગયા હતા. એથી જરાક ખુમારીથી ભેંસાસુર જેવા સાદે ત્હેણે જવાબ દીધો:—“ એ વાત હવે કહેવાની જરૂર રહી નથી. લે નની ! એક ગ્લાસ બીજું અડાવી લે ! ત્યાર બાદ વાંસ બાંસ કાપી કરીને ઠાઠડી બાંધવાની તૈયારી કરીશું” એમ કહી એક ગલાસમાં સુરા રેડીને ગોપાળ બાબુ સામે ધરીને બોલ્યો:—“ આ શરાબ ત્હમારે પીવો પડશે ”

ગોપાળ:—" નહિ, ભાઈ! હું અત્યારે નહિ પીઉં."

કેમ ? શરમાઓ છો શાને ? ત્હમે લપાઇ છુપાઇને એકાદ ગલાસ ઠોકો છો, તે કાંઇ મ્હારાથી અજાણ્યું નથી. ત્યારે વળી અત્યારે નકામા માનમાં શું કરવા તણાઇ મરો છો ? ચટ કરતા પી જાઓ કે ઝટ કરતા આપણે આ લાશને ફુંકી આવીએ. ત્હમે હમારૂં માન નહિ રાખો, તો હમે તો હમારે આ ચાલ્યા. મહા મહેનતે નનીને ઘસડી આણ્યો છે; આવા કામમાં કોણ રાજી ખુશીથી આવવાનું હતું ? બંગાલીઓમાં કોણ જાણે કેવોક સ્વભાવ દોષ છે, કે મુડદાનું નામ સાંભળતા વારને ઉભી પુંછડીયે નાસવા માંડે છે. આપણે ત્રણ જણાનેજ જ્યારે લાચારીથી એ કામ કરવાનું છે, ત્યારે જરાક જુસ્સો આણવા શરાબ પીવોજ જોઇએ. લ્યો, પીઓ હવે મોડું થાય છે." એમ કહી શરાબનો ભરેલો પ્યાલો બિહારીએ એના મુખના અગ્ર ભાગ આગળ ધર્યો.

નાના પ્રકારની ચિન્તા કરતાં કરતાં, ગોપાળચન્દ્રે એ શરાબનો ભરેલો પ્યાલો ખાલી કર્યો. છાનાં છુપા કોઇ કોઇ વખત એ ભાઇ સાહેબ મદિરા મહા માયાનું સેવન કરતા હતા; પરંતુ આજે ક્ષેમા સુન્દરીને અવલમંજલ પહોંચાડવાનો બીજો કોઇ ઉપાય રહેલો નહિ હોવાથી એ બન્નેના આગ્રહ આગળ લાચાર બનીને શરાબ પીધા શિવાય એને છુટકોજ ન હતો. એને તે ગલાસ સફાચટ કરી નાંખતાં જોઇને નનીલાલે કહ્યું:—" વાહ! એક બીજો ગલાસ પણ ચાલ્યો જશે. પી, પી તેરા નીકલ જાયગા જી, તો પીછુ કોન કહેગા પી !"

ગોપાળ:—"નહિ, ભાઇ! મ્હારાથી હવે નહિ પીવાય. મ્હારૂં ગળું બળી રહ્યું છે." ઘણી રકઝક પછી પાંચ સાત બીજાં વધુ ગલાસ ફરતાં ફરતી ઉડયાં. ગોપાળચન્દ્રના દેહ ઉપર ક્રમે ક્રમે સુરાદેવીએ પોતાનો પ્રભાવ વિસ્તારવા માંડયો. એની એની દશા જોઇ, નનીલાલે બિહારીને કહ્યું:—' બિહારી! હવે એને વધારે ન

પીવડાવવું; એને વધારે પીવાનો મ્હાવરો નથી; એટલાથીજ બેહો-બંધ થઇ જશે. ”

બિહારીઃ—“વારૂ, રહેવાદો ત્યારે: એક ચાકુ અને થોડીક દોરી આપો. ગોપાળબાબુ, હમે બન્ને જણાં વાંસ કાપી કરીને બરાબર બનાવીએ છીએ.”

ગોપાળઃ—“ એટલી બધી તસ્દી ઉઠાવવાની કાંઇ જરૂર નથી. મ્હારા ઘરમાં એક જૂનો પુરાણો ખાટલો છે; ચાલો, તેનાથીજ કામ ચલાવી લઇએ. ”

બિહારીઃ–“ ઘણું સારૂં, એમ કર્યાથી બધી મહેનત બચી જશે. ચાલો આપણે મુડદાને બહાર લઇ આવીએ. ”

“હા, ભાઇ! પહેલાં એને બહાર લઇ આવો,” એમ કહી ગોપાળબાબુ ઉઠવા તો ગયા, પણ માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. બોલવા પ્રયત્ન કર્યો પણ બરાબર શબ્દોચ્ચાર થઇ શક્યો નહિ, અને નિશાની ઘેનમાં બીલકુલ બેહોશ થઇને જમીન પર પટકાઇ પડયા. મોહિનીએ એની એ સ્થિતિ જોઇ, વ્યાકુલચિત્તે પ્રભાવતી અને શચીન્દ્રનાથને નાની વહુને બોલાવી લાવવાને ફરી પાછાં મોકલ્યાં. એ સમયે બિહારી અને નનીલાલને ઘરમાં પ્રવેશ કરી, ક્ષેમાસુન્દરીના શબને બહાર કાઢવાનો પ્રયત્ન કરતા જોઇને, મોહિનીએ સ્ત્રી સ્વભાવની કુદરતી સુકોમલતાને લઇને જોરથી રડવા માંડયું. એ બન્ને જણાંઓએ શોક ગ્રસ્ત મોહિનીને તદ્દન નિરાધાર અવસ્થામાં જોઇને, શબ ઉપાડવાનો વિચાર છોડી દઇ, માંહોમાંહ્ય કાંઇ જુદીજ સંતલસ કરી. ત્યારબાદ બિહારીએ કહ્યું:–“અહો! આ ઘરમાં તો અપ્સરા જેવી સુન્દર સ્ત્રી અને મહામૂલ્યનાં દાગીના વગેરે જણાય છે ને! ચાલો, એ બધું લઇને પલાયન કરી જઇએ; ગોપાળબાબુ તો અત્યારે બીલકુલ બેહોશ છે.” એ લોકોની આવી વાતો સાંભળીને મોહિનીએ ઘરમાંથી નાશી છટકવાની તૈયારી કરવા માંડી; પરન્તુ બિહારીએ ત્હેનો રસ્તો રોકીને કહ્યું:–“છદ્ સુન્દરી! નાશોમાં

શા માટે ? હમને લોકોને કયાં ત્હમે નથી ઓળખતાં ? હમે ગોપાળબાબુના કહેવાથીજ અંહિ આવ્યા છીએ." એમ કહીને તે ઘરના અંદરના ભાગમાં ઘુસવા માંગતો હતો, તેવામાં કમલા બીજે બારણેથી એ અન્તઃપુરવાળા ભાગમાં આવી પહોંચી. ત્હેને જોઈને બિહારીએ કહ્યું :–"અરે ! આ વળી બીજી સુન્દરી આવી ! નની ! જલદી આવ ! એ વળી પેલી કરતાં એ વધારે ખુબસુરત છે." એ સાંભળતા વારને નનીલાલ ત્યાં આવવા સારૂ ખડકીની મેડીમાંથી અંદર આવવા લાગ્યો. એને અંદર આવતો જોઈને, અંદરની મેડીનો દરવાજો જોરથી બંધ કરીને મોહિનીએ બુમ પાડી:–"કોઈ આવો ! આવો ! મ્હારા મકાનમાં ચોર ઘુસ્યા છે."

કમલા પ્રભાવતીની સાથે ત્યાં આવી પહોંચીને દૂરથીજ અપરિચિત બિહારી તથા નનીલાલને, જોઇને પાછાં ચાલ્યાં જવાનું કરતી હતી, તે વખતે એ લોકોને પોતાની તરફ ધસી આવતા જોઇને તથા મોહિનીને બૂમો પાડતી સાંભળીને, પ્રભાવતી સહિત ત્હેણે પોતાની મેડી તરફ નાશવા માંડયું. એટલે નિશાની ધુનમાં લથડીયાં ખાતાં ખાતાં, પોતાના ડાબા હાથથી દરવાજાનું એક બારણું બંધ કરીને, કમલાને પોતાની તરફ ખેંચવાના ઇરાદાથી બિહારીએ પોતાનો જમણો હાથ લંબાવ્યો. તેજ વખતે કમલાએ માંડ રહ્યા રહ્યા પોતાના બન્ને હાથના એકત્રિત બળથી દરવાજાનું બીજું બારણું જોરથી વાસી દીધું. દરવાજાનાં બંન્ને બારણાંના સંઘર્ષણથી બિહારીના ડાબા હાથની એક આંગળી એવી તો સખ્ત ચગદાઇ ગઈ કે બિહારીએ જોરથી ચીસ પાડી:–"ઓ બાપરે ! મારી નાંખ્યારે !"

એનો એવો આર્ત્તનાદ સાંભળીને નનીલાલે કહ્યું:–"શુ થયું બિહારી ! આવું કે ?"

બિહારી:–"જલદી આવ, ભાઈ ! આ રાંડે તો મારી આંગળીનો ભુકો કરી નાંખ્યો." નનીલાલ લથડીયાં ખાતો ખાતો એક પગ

આગળ મૂકવા જતો હતો, તેટલામાં ઠોકર ખાઇને નીચે ગબડી પડયો. એના એક પગમાં સખ્ત આચક આવી ગઇ. ઉઠવાનો પ્રયત્ન કરવા છતાં પણ એનાથી ઉભા થઈ શકાયું નહિ. આણી તરફ પ્રભાવતીને સાથે લઇને કમલા પોતાને ઘેર આવી, અને સહુથી પહેલું કામ પદ્માવતી તથા સુરજ ફોઇને સાથે રાખી ગોપાળચન્દ્રના દરવાજાને ચાવી લગાડી દેવાનું કર્યું. ત્યારબાદ બધી હકીકત તેઓને અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. જે સાંભળીને તેઓ આશ્ચર્ય ભર્યાં ગભરાટ સાથે બોલી ઉઠયાં:–"હે ભગવાન! હવે શું થશે?"

પદ્મમણિ:–"સુવર્ણા ફોઇ શરતબાબુને બોલાવવા કયારનાં ગયાં છે; ત્હમે લોકો હવે ઘેર જાઓ, હું એમને બોલાવી લાવું છું."

"હવે બોલાવા જવું નહિ પડે." એમ બોલતાં બોલતાં સુવર્ણા ફોઇ ત્યાં આવી પહોંચ્યા. ત્હેમને જોઇને કમલાએ કહ્યું:– "શું થયું ફોઇમા? કેમ નહિ આવ્યા? કમબખ્તીના કાંઠા છે."

સુવર્ણા:–"કેમ, શું થયું છે? ત્હમે લોકો અંહિ કેમ બેસી રહ્યાં છો?"

કમલા:–"ત્હમે પહેલાં એમનીજ વાત કહોની, ત્હમને મળ્યા કે નહિ?"

સુવર્ણા:–"ના, એ તો એના ખૂનના મુકરદમામાં રોકાયા છે; રામચરણને એમને ઘેર બેસાડીને આવી છું. કોરટમાંથી આવશે કે તરતજ ત્હમારી સખી એમને રામચરણની જોડે અહીં મોકલી આપશે."

"ત્યારે તો ભારે થઇ પડવાની. કોઇ દિવસ નહિ, ને આ વખત વીતી છે. એનો કાંઇ ઉપાય હવે?" એમ કહી કમલાએ સુવર્ણાને સઘળી હકીકત કહી સંભળાવી. જે સાંભળી રહ્યા બાદ સુવર્ણાએ આશ્વાસન આપતાં જણાવ્યું:–"ઓ! એજ વાત છેને! કાંઇ ફીકર નહિ! એની બદમાશીને પહોંચી વળું તેવી છું. ત્હમે ઘેર જાઓ. પદ્મમણિ! ત્હમે પણ કમલાની સાથે જાઓ. એણે અંહી રહેવું ઉચિત નથી." પદ્મમણિ કમલાને લઇને કાંઇ પણ બોલ્યા

ચાલ્યા વગર ઘેર આવી. ત્યાર બાદ સુવર્ણા ફોઇએ પદ્મમણિને કહ્યું:—"તમે મુકરજી લોકોને ઘેર જઇને, ગોવિંદનું નામ દઇને સમે તે કોઇને બોલાવી લાવો. હું બારણું બંધ કરીને બેઠી છું ચાર મરદ આવશે, પછી હું અંદર જઇશ.

કહેવાની જરૂર નથી કે એના કહેવા પ્રમાણે પદ્મમણિ ત્યાંથી ચાલી ગઇ. સુવર્ણા ફોઈ એકલાં દરવાજાની પાસે બેઠાં બેઠાં 'આ સમયે હવે શું કરવું જોઇએ' તે બાબતનો વિચાર કરવા લાગ્યાં. એવામાં ગોવિન્દચંદ્રને આવતો જોઈ, ઉત્સાહ ભરી તે ઉભી થઈ ગઇ. સુવર્ણાને ત્યાં ઉભી રહેલી જોઇને ગોવિન્દબાબુએ કહ્યું:—"સુવર્ણા બ્હેન! તમે અહિંઆં કેમ ઉભાં છો? આ શું? દરવાજાને તાળું કેમ દીધું છે?"

સુવર્ણા:—"બધી ખબર પડશે; પહેલાં ઘેર જઈ, હાથ મ્હોં ધોઇને આવો."

ગોવિન્દ:—"ખરેખરૂં કહો, બ્હેન સુવર્ણા! બનાવ શો બન્યો છે? ભાઈ કેમ જણાતા નથી? તાળું કેમ દીધું છે? છોકરાં છૈયાં બધાં કયાં છે? જલદી ખુલાસો કરો, એ બધી વાતનો. મ્હારૂં હૃદય કંપે છે. બધાં ક્ષેમ કુશળ તો છે ને?"

સુવર્ણા;—"હા, ગોવિન્દ! સઘળાં ક્ષેમકુશળ છે. ગભરાવાની કાંઇ જરૂર નથી. તમે પહેલાં હાથ મ્હોં ધોઇને આવો.

ગોવિન્દચંદ્ર ઘણી જગ્યાએ રખડી રઝળીને આવેલો હોવાથી સખ્ત થાકી ગયો હતો. સુવર્ણા ફોઈની વાત સાંભળીને લાગલોજ તે ઘેર આવ્યો, અને રામચરણને બૂમ પાડી, પરંતુ જવાબ નહિ મળવાથી તે સીધો પોતાના શયન ગૃહમાં દાખલ થયો. તૃષાથી પીડિત થએલ મનુષ્ય જેમ પાણી જોઇને પ્રસન્ન થાય છે, તેજ પ્રમાણે વિપત્તિના આવા વિકટ વખતમાં પતિ દેવને એકાએક ત્યાં આવી પહોંચેલા જોઈ, કમલાએ પ્રીતિપૂર્ણ ચિત્તથી પોતામાં વિશ્વાસ

વિસ્ફારિત નેત્રો વડે ત્હેના મુખચંદ્રનું પાન કરતાં કહ્યું;—"ઓહો ! આવી પહોંચ્યા ? હવે ભય શાનો ? ત્હમેજ મ્હારા જગદીશ્વર છો, સાક્ષાત.

ધીરે ધીરે કપડાંનું એક બંડલ નીચે મૂકતાં ગોવિંદચંદ્રે પ્રત્યુત્તર વાળ્યોઃ—" શું બીના બની છે ? બધું બરાબર બોલી દેની, એકવાર."

કમલાએ પાણીનો કળશીયો તથા ટુવાલ ઉતાવળેપગે લઇ આવીને કહ્યુંઃ—"બધું કહું છું. એકવાર હાથ મોં ધોઇ લ્યો તો ખરા." ગોવિંદ બાબુ કપડાં કાઢી હાથ મોં ધોવા જતા હતા, એટલામાં રામચરણ તથા સુવર્ણા બ્હેનની સાથે શરતચંદ્ર ત્યાં આગળ આવી પહોંચ્યા. તે સમયે સંધ્યા દેવી સહચરી વૃંદના પરિવાર સહિત દિગ મંડલમાં ધીરે ધીરે અંધકારનો વિસ્તાર કરી રહી હતી. અનેક સ્થળે ગૃહસ્થ લોકો શંખ વગાડતા વગાડતા સંધ્યા કાલનું માંગલિક કાર્ય કરી રહ્યા હતા. શરતચંદ્રને આવેલા જોઇને ગોવિંદ બાબુએ કહ્યુંઃ— કેમ ભાઇ ? આટલા જલદી, ખાધા પીધા વગર આપનાં મુબારક કદમ અંહિ કયાંથી ?

શરત્:—ઘરમાંથી મને મોકલવામાં આવ્યો છે. સાભળ્યું છે કે ત્હમારાં ભાઇનાં સાસુ આજ સ્હવારનાં ગુજરી ગયાં છે; પરંતુ હજી સુધી, એમનું મુડદું નથી ઉપડયું.

ગોવિંદ:—હજી સુધી નથી ઉપડયું ? મકાનના દરવાજા ઉપરનો મેં તાળું દીઠું હતું !

સુવર્ણાઃ—" મોટી ભાભીના બોલાવવાથી નાની ભાભી એમને ત્યાં ગયાં હતાં. ત્યાં જતાંવારને જુએ છે, તો કોઇ બે ડોલીઆઓ દારૂ પીને ધીંગામસ્તી કરી રહ્યા હતાં, અને ગોપાળબાબુ એક બાજુપર બેહોશ થઇને પડી રહ્યા હતા. મામલો આવો જોઇ, દરવાજાને તાળું લગાવી, નાની ભાભી પાછી ઘેર ચાલી આવી. મોટી ભાભી

પરસાળની મેડીનાં બારણાં અડકાવીને ' ચોર ચોર ' ની બુમ પાડી રહ્યાં હતાં. "

પ્રભાવતી:–( રોતાં રોતાં ) " હા કાકા ! એ બન્ને જણાઓએ મ્હારા પિતાજીને કોણ જાણે શું ખવડાવી દીધું છે, તે તદ્દન બેભાન અવસ્થામાં સુઇ રહ્યા છે. એ બદમાશો હમને પણ પકડવા આવતા હતા, તેથી કાકીમાએ એ લોકોને આગલાં પાછલાં બારણાં બંધ કરીને પૂરી રાખ્યા છે. "

શરત:–" ઘણુંજ સરસ કર્યું; ગોવિન્દ ! ચાલો, જોઇએ આપણે શું મામલો છે તે. "

એ સાંભળી, હાથ મ્હોં ધોયા વગરજ શરત્બાબુની સાથે ગોવિન્દચન્દ્ર નીકળી પડયો, ગોપાળ બાબુના મકાનનો દરવાજો ખોલીને શરત્ અને ગોવિંદબાબુ ઘરની અંદર દાખલ થયા. અકસ્માત્ એ લોકાને ત્યાં આવેલા જોઇ, બિહારીએ રડતા અવાજે કહ્યું:–" જય થાઓ ગોવિંદ બાબુનો ! હમારો કશો વાંક નથી. હમે લોકો તો ગોપાળબાબુના કહેવાથી મુડદું ઉપાડવા અંહી આવ્યા હતા; પરંતુ જુઓ ભાઈ ! એક સ્ત્રીએ આવીને એકાએક મ્હારો હાથ દરવાજાની અંદર ચગદી નાંખીને મ્હારા હાથને જખમી કરી દીધો છે. મ્હારો ડાબો હાથ તદ્દન જૂદો થઇ ગયો છે."

નની:–જુઓ, ભાઇ ! મ્હારો પણ આ પગ ભાંગી નાંખ્યો છે; જીવ નીકળી જવો બાકી રહ્યો છે.

જે વખતે એ બન્ને જણાં એ પ્રમાણે આર્ત્તનાદ કરી રહ્યા હતા, તે વખતે પદ્મમણિની સાથે મહોલ્લાના કેટલાક ભલા માણસો ત્યાં આગળ આવી પહોંચ્યા. એમાંના એકે બિહારી અને નનીલાલને જોઇને કહ્યું:–" અરે ! આ બે લોંઠાઓ આ ઘરમાં શી રીતે પેઠા ? એ બન્ને મહા દારૂડીયા છે. મ્હને લાગે છે કે દારૂની ધૂનમાંજ ગોપાળ સાથે લડી ઝઘડીને હાથ પગ ભાંગ્યા હશે. યોગ્ય શિક્ષા થઇ છે."

બિહારીઃ—" જય થાઓ ભાઇઓનો ! હમને કશું કહેશો નહિ. ગોપાળબાબુના મુડદાને માટે હમે અંહિ આવ્યા હતા."

એ વખતે ઘણાં લોકોને ત્યાં આગળ ભેગા થએલા જોઈ, મોહિનીએ ઘરનો દરવાજો ઉઘાડી, ઇશારતથી સુવર્ણા ફોઇને કહ્યું:— "ના, માજી ! એ બન્ને મુઆ ચોર છે. એમને શરાબ પીવડાવીને એ લોકો ચોરી કરવા માંગતા હતા. સારા ભાગ્યે નાની ભાભી અંહિ આવી પહોંચી, તેથી એ લોકોથી કાંઈ વળ્યું નહિ. એ લોકો ને જોતાં વારને મ્હેં મેડીનાં બારણાં વાસી દીધાં હતાં.

મોટી ભાભીની વાત સાંભળી, સુવર્ણા ફોઇએ તે બીના ત્યાં ભેગા થએલા લોકોને કહી સંભળાવી. બિહારી અને નનીલાલની બુરી દાનતનો ભેદ પામી જઈ, એ લોકોએ કહ્યું:—" ઓળખીએ છીએ અમે એ લુચ્ચાઓને. એ હરામખોરો પક્કા બદમાશ છે; મારો સાલાઓને. ગોવિંદચંદ્રે એમને મારવાની મના તો ઘણીએ કરી; પણ એનું કોણ સાંભળે એમ હતું ? કોઇએ હાથે, તો કોઈએ પગ વડે, તો કોઇએ તમાચા મુક્કા વડે એમની યોગ્ય પૂજા–પુષ્પાંજલિ કીધી. અધિક માર સહન કરવાની તેઓનામાં જ્યારે શક્તિ ન રહી, ત્યારે કારમી ચીસ પાડી કહેવા લાગ્યાઃ— " જય થાઓ આપ સર્વેનો; હમે આપને પગે પડીએ છીએ, હવે, ન મારો હમને, હમે તો આમને આમ મરી ચાલ્યા" એ દારૂડીયાઓની ધુમરાણમાં ગોપાળબાબુના નિશાનું ઘેન કાંઇક ઉતર્યું પણ ખરૂં; એમનામાં કાંઇક ચૈતન્ય આવ્યું અને આળસ મરડી બેઠા થઈ, સામે ઉભેલા ગોવિન્દચન્દ્ર, શરત્‌બાબુ વગેરે વ્યકિતઓને જોઇને કાંઇક લજ્જીત પણ થયા, અને બોલ્યાઃ—" ઓહો ! તમે લોકો આવી પહોંચ્યા ? ભાઈ જરાક વહેલા આવ્યા હત, તો આ એ દારૂડીઆની મદદ પણ મ્હારે માંગવી ન પડત. એમ કહી ત્હેમણે ઉભા થવા પ્રયત્ન કર્યો, પણ ઉભા થઈ શકાયું નહિ. જરાક

-ચાલવા જેવા કંપડીનું બાંધને જમીનપર પટકાઇ પડયા. શરીર -હજી સ્વસ્થ નહિ થએલું હોવાથી; ગોપાળબાબુએ સુતાં સુતાંજ પ્રશ્ન કર્યો:-"ગોવિન્દ ! તું પણ આવી પહોંચ્યો ? કાઢી મુકો આ હોરડીયાઓને એકવાર. અને પછી ભાઈ આ મુડદામેં અવલમ જલ પહોંચાડી આવો. "

" ભાઈ! હું હાજર છું; આપ હવે કોઈ વાતની ચિન્તા કરશો નહિ. હમણાં મુડદાને ઉપાડી જઈએ છીએ એમ કહી ગોવિન્દ બાબુએ બિહારી તેમજ નનીલાલને પકડવાનો ઉપક્રમ કરતાં, એ બન્ને જણાઓએ હાથ જોડીને કરગરવા માંડયું:-" જય થાઓ ગોવિંદ બાબુનો ! આપ હમારૂં રક્ષણ કરો, આપને શરણે છીએ.

ગોવિંદ:-" નહિ, મ્હારે શું કરવા ત્હમને મારવા જોઇએ ? ભગવાનના મારથીજ ત્હમારાં હાથ પગ તુટી ગયા છે. કોઇને પણ વિપત્તિના વખતમાં આમ કનડશો નહિ. જાઓ હવે સખણા રહીને સીધા સીધા ઘેર ચાલ્યા જાઓ.

બીહારી અને નનીલાલ, એ બન્નેય અત્યાર લગી મુડદાંની પેઠે પડી રહ્યા હતા. તે ગોવિંદચન્દ્રનું આવું કથન સાંભળીને બહાદુરીથી ભાગી જવાની ચેષ્ટા કરવા લાગ્યા. શરત્ચન્દ્રે જોરથી ત્હેમનો હાથ પકડીને કહ્યું:-"એકલા ચાલ્યા જશો ? હજી પૂરેપૂરો નિશો નહિ ઉતર્યો હોય, હું મ્હારા માણસો જોડે ત્હમને ઘેર પહોંચાડાવુંછું.

એ સાંભળી, બિહારી અને નનીલાલે ખોખરા અવાજે કહ્યું;- "નહિ ભાઈ! કૃપા કરી હમને છોડી દો, હમે હમારી મેળે ઘેર જઈ શકીશું.

શરત્૦-" અરે, એમ તે કાંઈ હોય ? હું કેટલાક માણસોને અંહિ મારી સાથે લઈ આવ્યો છું તે હમણાં આવીને તમને ઘેર મૂકી આવશે.

બિહારી-" અરે, ભાઇ ! એટલી બધી તસ્દી શા માટે લો છો? હમે લોકો ભુલા પડવાના નથી. હવે તો નિશો ઉતરી જવા આવ્યો છે."

એ લોકોનું જ્યારે આ પ્રમાણે કથોપકથન ચાલી રહ્યું હતું, તે દરમ્યાન શરતચન્દ્રના સંકેત પ્રમાણે ક્ષેમાસુંદરીની લાશ ઉપાડી જવામાં ખાસ સહાયતા આપવા સારૂ પોલિસના બે કોન્સ્ટેબલો નારાયણ અને ગુણવંતની સાથે ત્યાં આગળ આવી પહોંચ્યા. ત્હેમને જોઈને શરત બાબુએ કહ્યું:—"તેજસિંહ અને સૂર્યમલ ! ત્હમે બન્ને જણા આ દારૂડીયાઓને ગેટ પર લઈ જાઓ; એમને કોટડીમાં પુરી રાખજો; હું થોડીવારમાં આવું છું.

"જેવો હુકમ" કહી તે બન્ને કોન્સ્ટેબલોએ જ્યારે બિહારી અને નનીલાલને બાંધીને ગેટ પર લઇ જવાની તૈયારી કરવા માંડી, ત્યારે શરત્ બાબુએ ત્હેમને કહ્યું:—" દારૂના આ બે શીશા, અને આ બોકસ પણ સાથે લેતા જજો. "

બિહારી અને નનીલાલે પોતાની આવી દશા થએલી જોઈ કકળવા માંડ્યું:—" આ તે કેવા પ્રકારનો જુલમ ? હમે આવ્યા અહિં એક મનુષ્યના ઉપર ઉપકાર કરવા સારૂ, અને તેના બદલામાં ત્હમે હમને વગર ભાડાની કોટડીમાં પૂરવાનો પ્રયત્ન કરી રહ્યા છો. જય થાઓ, ગોપાળ બાબુનો ! કૃપા કરી આમને મ્હને છોડી મૂકવા સારૂ કહો. "

તે સાંભળી ગોપાળ બાબુએ તગાજો કર્યો:—" જે થયું તે ઠીકજ થયું છે; ત્હમે લોકો પકકા બદમાશ છો; મ્હારો સર્વનાશ કરવા માંગતા હતા. "

બિહારી:—" કેમ, ગોપાળબાબુ ? આ સમયે ત્હમે પણ બદલાઇ ગયા ? હમને ખુશામતથી બોલાવ્યા તે આખરે આવું કરવા માટે ? "

આ કાતરોકિત સાંભળી, ગોવિન્દચન્દ્રે દયાર્દ્ર ચિત્તે કહ્યું:— " ભાઇ શરત્ ! એ લોકોને પોતાની કરણીનું ફળ મળી ચૂક્યું છે. હવે એમને કેદખાનામાં નંખાવવાનું શું પ્રયોજન ? સારા માણસનાં ફરજન છે; અણસમજથી આવું કૃત્ય કર્યું છે. હવે સમજી જશે. છોડી દો એમને; હવેથી આવું કામ કદી પણ નહિ કરે. "

ગોવિન્દચન્દ્રને આના જવાબમાં શરત્ બાબુએ ઘણાજ ધીમા સ્વરે કહ્યું:–"નહિ, ગોવિન્દ ! ત્હમને ખબર નથી; મામલો છેક દમ વગરનો નથી. એ લોકોને કાંઈ પણ કર્યા વગર છોડી મુકયાથી ગોપાળ બાબુને ભારે થઇ પડશે. કેમકે ગોપાળ બાબુએજ એમને અંહિ બોલાવ્યા હતા, અને એ લોકોના હાથ પગ પણ અંહિજ ભાંગ્યા છે. તે ગમે તેમ હોય, ત્હમારા કહેવાથી હું એમને છૂટા તો કરીશ; પરંતુ સહુથી પહેલાં ગેટ ઉપર મોકલાવી, ત્યાં એ લોકોનું નામ ડાયરીમાં નોંધાવી લેવું પડશે. વળી તેની સાથે ધમકી પણ આપવાથી ભવિષ્યમાં પાછી આવી ગરબડ જાગવાનો ભય રહેશે નહિ." ત્યાર બાદ સુર્યમલની તરફ રૂવાબમાં મ્હોંડું ફેરવીને કહ્યું:–" લે જાઓ, તુમ લોગ ખડે કયું હો ?"

એ સાંભળી બિહારીએ કહ્યું:–" કેમ, ભાઈ! ત્હમારા પેટમાં કેમ ચુંકાય છે ? જેનો ગુન્હો કર્યો છે, તે તો છોડી મુકવાનું કહેછે અને ત્હમે કેમ છોડતા નથી ?"

શરત્ચન્દ્રની આજ્ઞાનુસાર, સુર્યમલ અને તેજસિંહે એ લોકોને ધક્કા મારતાં કહ્યું:–" અરે ચલ સાલે ! પુલિસકે બડે ઇન્સ્પેકટર બાબુકી બાતકા જવાબ દેતા હૈ ? ઇન્સ્પેકટર સાહેબકો પહચાનતા નહિ ?"

બિહારીએ ગભરાતાં ગભરાતાં પ્રશ્ન કર્યો:–" શું એજ મોટા ઇન્સ્પેકટર સાહેબ છે ?"

તેજસિંહે ત્હેમને ફરીથી ધક્કા મારી, ઘરમાંથી બહાર કાઢતાં કાઢતાં કહ્યું:–" હાં, હાં, યહી પુલીસકે બડે ઇન્સ્પેકટર બાબુ હૈ; તુમ્હારે બાપ હૈ."

એ લોકોના ગયા બાદ ગોવિન્દ બાબુએ કહ્યું:–" જે થાય તે ખરી ! હવે ચાલો ભાઇ, આપણે લાશને શ્મશાન ઘાટ લઇ જઇએ."

શરત્:–" ચાલો, હવે વિલંબ કરવાની કાંઇ જરૂર નથી. લાશ

ઘણી લાંબી મુદતથી પડી રહેલી હોવાથી, બહુ ભારે થઈ ગઈ હશે; એટલા માટેજ હું ચાર પાંચ બ્રાહ્મણ જમાદાર તથા કોન્સ્ટેબલોને કહેતો આવ્યો છું. તે લોકો હમણાં આવી પહોંચશે. ”

ગોવિન્દ બાબુ ઘરના અંદરના ભાગમાં ઘુસવા જતાં સુવર્ણા ફોઇએ એને તેમ કરતાં અટકાવીને કહ્યું:–“ ભાઈ! ત્હમે ના જશો અંદર; નાની ભાભીને ગર્ભ છે. ” એ સાંભળી શરત્ચન્દ્રે કહ્યું:– “ હા ભાઇ! ખરી વાત છે. મ્હેં પણ સાંભળ્યું હતું, પણ અત્યારે એ વાતનું સ્મરણ ન્હોતું રહ્યું. ત્હમારાથી લાશને અડકી ન શકાય. પોલિસના માણસોની સહાયતાથી એ લાશ ઉપાડી જવાનો બંદોબસ્ત હું કરૂં છું. ”

ગોવિન્દ:–“ કાંઈ હરકત નહિ. ત્હમને બહુ પરિશ્રમ પડયો છે. ત્હમે રહેવાદો; હુંજ જાઉં છું. મોહલ્લાના બે ચાર માણસો આવેલા છે. મ્હારે જવાની ખાસ જરૂર છે. ભાઇનું શરીર હજી સ્વસ્થ થયું નથી. ”

એની વાત સાંભળી, મોહલ્લાના ભેગા થએલા લોકોએ કહ્યું:–“ નહિ નહિ ત્હમે બંને જણા રહેવા દો. હમેજ લાશ ઉપાડી જઇશું. ગોપાળ બાબુએ તે દિવસે હમને બહુ બોલ કહ્યા હતા, તેથી હમે અંહિ આવતાં બહુ કંટાળતા હતા. ત્હમે આવ્યા છો એવું સાંભળીને હમે ચાલ્યા આવ્યા. હવે હમે લાશને શ્મશાનમાં લઇ જઇશુ.” એમ કહીને ક્ષમાસુંદરીની લાશને એ લોકો બહાર લઈ આવ્યા. ગોવિન્દ બાબુને લાશનો સ્પર્શ તો કોઇએ ન કરવા દીધો; પરંતુ એમની સાથે શ્મશાન જવાને એ તૈયાર થઇ ગયો. એને બહુ બહુ પ્રતિબંધ કરવામાં આવ્યો, પણ એણે કહ્યું:–“ત્હમારી સાથે શ્મશાને નહિ આવવાથી મ્હારા જીવને બહુ ખેદ થશે; ત્હમારો આ ઉપકાર મરતાં સુધી કદી પણ હું નહિ ભૂલું.” લોકોમાંથી એકે કહ્યું: “એમાં ઉપકાર શાનો? એનાથી બીજાુ કયું મોટું સત્કર્મ છે?

શક્તિ-સામર્થ્ય સંપન્ન વ્યક્તિ માત્રે આવા કાર્યમાં સહાય કરવી જોઇએ. ” ત્યાર બાદ બન્નેની સંમતિથી ગોવિન્દ બાબુએ શચીન્દ્ર ને સાથે રાખી શરત્ બાબુને કહ્યું:– “ ભાઈ હમે બંને જઈએ છીએ; ત્હમે અંહિયાંની તપાસ રાખતા રહેજો. ”

શરત્:– એની ખાતર ત્હમે બેફીકર રહેજો. મ્હારા કૉન્સ્ટેબલો આખી રાત અંહિ પહેરો ભર્યા કરશે. ” ત્યાર બાદ એના કાનમાં ધીમે રહીને કહ્યું:–ચાલો ત્હમે મ્હારી સાથે ઘેર હું ત્હમને થોડાક રૂપીયા આપું. ગોપાળ બાબુનો અત્યારે બેહોશ થઇને સુઈ રહ્યા છે; અને ત્હમારી પાસે અત્યારે શીલકમાં કાંઈ નહિ હોય. ”

“ ના, છે. મોટા સાહેબે આજે આફિસમાં કપડાં લત્તાં ખરીદવા મંદર રૂપીઆ આપ્યા હતા. અત્યારે મ્હારી પાસે બાર રૂપીયા શીલકમાં છે. તેટલાથી કામ ચાલશે જશે. આ વખત ત્હમારે તસ્દી લેવાની જરૂર નથી. ” એમ કહી, શચીન્દ્રનાથનો હાથ પકડીને ગોવિન્દચન્દ્ર શ્મશાન જવાને નીકળી પડયા. એની પાછળ પાછળ ક્ષેમાસુન્દરીની ઠાઠડી પણ આવવા લાગી. શ્મશાનમાં પહોંચ્યા બાદ તે લોકોએ સન્તુષ્ટ ચિત્તથી ક્ષેમાસુન્દરીની અન્ત્યેષ્ટિ ક્રિયા સમાપ્ત કીધી.

# પ્રકરણ ૧૪.

## દાન—ધર્મ.

" *Give to the poor.*
*Ye give to God, He is with us in the poor.* "
( *Tennyson* ).

પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે શરતચન્દ્ર સહુથી પહેલાં બિહારી અને નનીલાલની પાસે જઇ પહોંચ્યા. બિહારીએ આ વખત એમને જોતાં વારને ઘણીજ નરમાશથી કહ્યું:–" જય થાઓ આપનો ! હું આપને ઓળખતો ન હતો. ડેપ્યુટી ઈન્સ્પેકટર કાલી બાબુને મ્હોંડેથી સાંભળ્યું કે આપ કોઇ સાધારણ વ્યકિત નથી. આ વખત દયા લાવી, ક્ષમા કરો, અને હમને છોડી મૂકો. હવેથી કોઇ દિવસ આવું નીચ કામ નહિ કરીએ. "

નની.–" હા, સાહેબ ! કાન પકડું છું; હવેથી કોઈ દહાડો આવું કામ નહિ કરૂં. "

બિહારી૦–" હા બાપુ ! કોઈ દિવસ પણ નહિ કરીએ. "

શરતચન્દ્ર:–" ત્હમે લોકો ઘણી નીચ પ્રકૃતિના મનુષ્ય છો. ત્હમને જરૂર કેદખાનાની સજા થવીજ જોઇએ. "

નની૦–" બાપુ ! હાથ પગ ભાંગી જવાથી, દુઃખના માર્યા મરી રહ્યા છીએ. હવે જેલ મહેલની સહેલ કરાવવાથી તો હમે વગર મોતે માર્યા જઇશું. કૃપા કરી હમને છોડી મૂકો. જુઓ, બાપુ ! ફરીથી હું કાનની બુટ પકડું છું. "

" ના. આ વખત તો ત્હમને જેલમાં મોકલતો નથી. મ્હારા પ્રિય મિત્ર દેવેન્દ્રચન્દ્રની ભલામણથી ત્હમને છૂટા કરૂં છું; પરંતુ

યાદ રાખજો કે હવે ફરી પાછા કોઈ પણ દુષ્કર્મના અપરાધમાં મ્હારી સામે હાજર થવા વારો આવશે, તો તે વખત હું ત્હમને જવા દઈશ નહિ. ભારેમાં ભારે સજા કરીશ. ” એમ કહી શરત્ ચન્દ્ર પોતાના સહકારી ડેપ્યુટી ઇન્સ્પેકટરને એ લોકોનાં નામ ડાયરીમાં લખી લેવા ફરમાવ્યું. કાલિચરણ બાબુએ શિરસ્તા મુજબ એ લોકોના નામ, ઠામ, ડાયરીમાં લખી લીધાં. ત્યાર બાદ શરતચન્દ્રે કહ્યું:—જાઓ, આ વખત હું ત્હમને ગોવિન્દ બાબુના કહેવાથી જવા દઉ છું. ! ” એ સાંભળી કાલીચરણ બાબુએ તરતજ તેઓને બંધન મુકત કરી દીધા. કાલિબાબુને એ લોકોએ કાંઇક બુશબગ્ની આપવા કબૂલ્યું હતું; જેથી કાલિબાબુએ સૂર્યમલ્લ અને તેજસિંહને એમના ઉપર હાથ ઉપાડવા ની મના કરી. એમની પાસેથી કાંઇક અપાવવાની આશા આપી હતી. શરતચન્દ્રના ફરમાનથી હવે એ બન્ને જણા છૂટા થઇને ચૂપ ચાપ ચાલતા થયા. શરતબાબુની હાજરીમાં કાલિ બાબુ એમની પાસેથી કાંઇ પણ માંગણી કરી શકયા નહિ; માત્ર એ લોકોની સામું સતૃષ્ણ નયને જોઈ રહ્યા. એ પ્રમાણે એ બન્નેને છોડી મુકીને ગોપાળ તથા ગોવિન્દ બાબુને ઘેર પોતાના કેટલાક કોન્સ્ટેબલોને પહેરો ભરવાનું કહી, શરત બાબુ પોતાને ઘેર ચાલતા થયા. તે દિવસે સખ્ત પરિશ્રમ પડેલો હોવાથી શરત્‌બાબુ શય્યાનો સ્પર્શ થતાં વારને ગાઢ નિદ્રાને વશ થઇ ગયા. બીજે દિવસે સ્હવારે ઉઠતાં વારને ક્ષેમાસુંદરીના ડાઘુઓને ત્યાંના સમાચાર પૂછી શરત ચન્દ્ર ગોવિંદ બાબુને ઘેર ગયા. એને જોતાં વારને ગોવિંદ બાબુએ ઘણા વિનયનમ્રભાવથી કહ્યું:—“ આવો, ભાઈ! મ્હેં ત્હમને બહુ તસ્દી આપી છે. ત્હમે ના હત, તો પેલા દારૂડીયાઓને હઠા-વીને લાશ ઉપાડી જવાનું ભારે થઈ પડત.

શરત્:—" મ્હને શું એવી તસ્દી પડી છે ? બપોરના ખાઇ પીને કોર્ટ ગયો હતો, અને રાત્રે પણ ત્હમારા ગયા પછી કાંઈક ખાઇ લીધું હતું. ત્હમે તો તદ્દન ભુખ્યાજ રહ્યા હતા. તે છતાં ત્હમારા કષ્ટની વાત પડતી મુકીને મ્હને તસ્દી પડયાની ત્હમે વાત કરો છો. ધન્ય છે ત્હમારા અન્તઃકરણને ! ત્હમારા જેવા સન્મિત્રના સમાગમથી હું મ્હારી જાતને પરમ કૃતાર્થ ગણું છું.

ગોવિન્દઃ—" શરત્ ! એમ શું શરમાવો છો, ભાઈ ? ત્હમારા જેવા સુહૃદની પ્રાપ્તિ આ દુનીયામાં થવી દુર્લભ છે. આ સમયે ત્હમેજ મ્હારા અન્નદાતા તથા ભયત્રાતા છો, ત્હમારા જેવા સહૃદય સ્નેહીના સમાગમથી મ્હારી સંસાર યાત્રા સફલ થશે, એ નિઃસંદેહ છે. ત્હમારા બન્ધુત્વના આદર્શમાંથી મ્હારા જેવાએ બહુ બહુ બહુ બોધ લેવાનો છે.

શરત્૦—" સત્ય હકીકત તો એ છે કે એ આદર્શ ત્હમારામાંજ છે. ત્હમારા સહવાસમાં રહીને, બાલ્યાવસ્થામાં હું મ્હારૂં ચરિત્ર ગઠન કરવા શકિતવાન્ નીવડ્યો હતો આ સમયે એ વાત જવા દો. મ્હારા સાંભળવામા આવ્યું છે કે કાલે રાત્રે ત્હમે પાછા ઘેર આવી શકયા ન હતા. "

ગોવિન્દઃ—" હા, ભાઇ ! લાશ ઘણીવાર સુધી પડી રહેવાથી મહામહેનતે સળગી શકી. હમે થોડીવાર થયાંજ આવ્યા છીએ; શચીન્દ્રને ઘેર મુકીને સહુ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા."

શરત્૦—"હા, એ લોકોને મળીનેજ હું ત્હમારી પાસે આવ્યો છું. ત્હમને બોલાવવાની ઇચ્છા ન હતી; પરંતુ મ્હારો અવાજ સાંભળતાં વારને ત્હમે બ્હાર આવતા રહ્યા; એથી ત્હમારી મુલાકાત થઈ ગઈ. ત્હમારા ભાઇ ત્હમને મળ્યા કે નહિ ? "

ગોવિન્દઃ—" ના, જ્યારે હમે બધા શ્મશાનથી પાછા ઘેર આવ્યા, ત્યારે પણ એતો સૂઈજ રહ્યા હતા. મ્હેંજ બધા ડાઘુઓને ગળ્યાં મ્હોં કરાવ્યા હતાં. "

શરત્‌૦—“ત્હમને લોકોને પાછા આવેલા સાંભળવા છતાંય ત્હમારા ભાઇએ દર્શન દીધાં નહિ ?”

ગોવિન્દઃ—“ના, બપ્પોર પછી હું એમને મળીશ; ત્હમને એ મળ્યા હતા ખરા ?”

શરત્ચન્દ્રે આ વખતે કાંઇક વિરક્ત ભાવથી કહ્યું:—“ આ સમયે મ્હારે એને મળવા જવું યોગ્ય નહિ ગણાય. અત્યારે તો એણેજ જાતે આવીને મ્હને મળવું જોઇએ. એને નહિ મળવા જવાનું બીજું પણ એક કારણ એ છે કે જ્યારે હું ત્હમારે ઘેર આવતો હતો, ત્યારે એ પોતાના દરવાજા પર ઉભા થઈ રહ્યા હતા, પણ મ્હને જોતાં વારને ઘરમાં એકદમ ભરાઇ ગયા. મ્હને બોલાવવાની અગર મ્હારી સાથે બોલવાની એમને કશી જરૂર નહિ જણાઇ હોય”

ગોવિન્દઃ—“કંઈક કારણસર અંદર ચાલ્યા ગયા હશે; ગમે તેમ હોય ! ભાઇ ! મ્હારાથી હવે વધુ વખત ઉભા રહી શકાય તેમ નથી. માથું ચક્કર ચકકર ફરે છે: આંખોમાં ભડકા બળે છે. પિતાજીની માફક દીવાનખાનામાં બેસીને આપણે બન્ને જણા આજે ગરીબગરબાંઓને સદાવ્રત આપીએ તો કેવું સારૂં ભાઇ! ઇચ્છાતો બહુ હતી; પણ અત્યારે મ્હારામાં હાય નથી. ત્હમે મ્હારી એ ઇચ્છાને અમલમાં મૂકી દો. તમામ ભીખારીઓને સદાવ્રત આપવાની વ્યવસ્થા કરો. મોટા સાહેબની અનુકંપાથી અને ત્હમારા સઘળાના આશીર્વાદથી મ્હને ઉત્તમ નોકરી મળી છે. હવેથી હું મ્હારા પૂજ્યપાદ પિતાજીએ આરંભેલાં સર્વ કાર્યોને પૂર્વવત્ સ્થિર રાખવાનો સર્વથા યત્ન આદરીશ.”

શરત્‌:—“ યથાર્થ છે, એમજ થવું જોઇએ; હું પણ ત્હમને એજ સલાહ આપવાનો હતો. મિસ્ટર મરે ત્હમારા પિતાના અકૃત્રિમ મિત્ર હોઇ, ત્હમારી અવસ્થાથી વાકેફ થતાં વારને, એ

ત્હમને અવશ્ય નોકરી આપશેજ, એમ હું ધારતો હતો. ત્હમે હવે જઈને સુખેથી આરામ લ્યો. હું જાઉં છું. ત્હમે રામચરણને દીવાનખાનામાં બેસવા કહેજો; હમણાં હું ત્યાં આગળ આવી પ્હોંચુ છું."

ગોવિન્દ:—"મ્હારા જીવને હવે નીરાંત થઈ. ભાઇ! ત્હમારા ઉપકારનું ઋણ આ જીંદગીભર મ્હારાથી વાળી શકાય તેમ નથી. પરમાત્મા પ્રત્યે મ્હારી એટલીજ પ્રાર્થના છે કે ત્હમે ચિરકાલ સુધી આ પ્રમાણે અસહાયના સહાયક બનીને દીર્ઘાયુષ્ય ભોગવો. સારૂં ભાઇ! રામચરણને હું ત્હમારી પાસે મોકલી આપું છું. જેમ ત્હમને ઠીક લાગે, તેમ કરજો.

"એને બીજે કશે જવું નહિ પડે. દીવાનખાનામાંજ એને બેસવા દો, થોડીવારમાં, ગરીબ ગરબાંઓને હું ત્યાં આગળ બોલાવી લાવું છું." એમ કહીને શરતચન્દ્ર ત્યાં આગળથી ચાલ્યા ગયા.

ભુખ તરશથી કાયર ગોવિન્દચંદ્ર ઉજાગરા અથડામણને લીધે લોથ પોથ બનીને, ઘેર જતાં વારને કાંઇક કાચું કોરૂં ફાકી, રામચરણને દીવાનખાનામાં બેસાડીને સુઈ ગયો. આણી તરફ શરતચન્દ્ર બાલકો તથા ભીખારૂઓની ફોજ લઇને ગોવિન્દબાબુના દીવાનખાના આગળ આવી પહોંચ્યા. શરતચન્દ્રે પ્રસન્નચિત્તથી વિનમ્રવાણી વડે સર્વને સંતુષ્ટ કરી, ગોવિન્દબાબુના પુત્ર રામચરણના હાથે પ્રત્યેક ભિખારૂને એક એક પેસો તથા એકેક મુઠી ચોખા અપાવરાવ્યા. તે સાથે ગોવિન્દબાબુની જીવિતાવસ્થા પર્યંત એ પ્રમાણે સદાવ્રત આપવાનું ચાલુ રહેશે, એમ એ સર્વ ભીખારૂઓને જાહેર સુદ્ધાં કરી દીધું.

આ પ્રમાણે એ અસંખ્ય ભિક્ષુકોને મનમાની ભિક્ષા મળવાથી તેઓ અનાથોના નાથ, દીનોના બલ, નિરાશ્રયોના સંબલ શ્રી ભગવાનને ગોવિન્દચન્દ્રને અક્ષય સુખ તેમજ ધન—પુત્ર—લક્ષ્મી લાભ બક્ષવાની પ્રાર્થના કરતા કરતા ત્યાં આગળથી ચાલ્યા ગયા. શ્યામ

સુન્દર બાબુએ આ પ્રમાણે ભિક્ષા આપવાની પ્રથા પોતાની જીંદગી ભર કાયમ રાખી હતી; એમના મરણબાદ ગોપાળચન્દ્ર ઘરના માલીક બનતા વારને ત્હેમણે આ ધાર્મિક કાર્યમાં ઘણી ડખલ કરવા માંડી હતી, પરન્તુ નાનાભાઇની ખાસ ઇચ્છા અને આગ્રહને લીધે તદ્દન બંધ કરી શકયા ન હતા.

શરતચન્દ્રને એ સર્વ વાતની ખબર હતી, એટલા માટેજ ગોવિંદબાબુને ઓફિસમાં ઉચ્ચ પદ પ્રાપ્ત થતાં, ત્હેમણે તેની ખુશાલીમાં તે દિવસે પોતાની પાસેથી પૈસા કાઢી ગરીબ ગરબાંઓને ભિક્ષા આપીને સંતુષ્ટ કર્યા હતા.

ગોવિંદચન્દ્રે એ ખર્ચ વાળવાની બહુ ચેષ્ટા કરી, પરંતુ શરત બાબુએ તેનો સ્વીકાર ન કરતાં એ પૈસાનો ભવિષ્યમાં કોઈ પુણ્ય કાર્યમાં ખર્ચ કરવાની સૂચના કરી હતી.



# પ્રકરણ ૧૫

## મોહિનીની મસલત.

*Crust be the verse, how well so'er it flow,*
*That tends to make one worthy man my foe.* (*Pope*)

આ સર્વ ઘટનાનું નિરીક્ષણ કરીને ગોપાળબાબુ ગોવિન્દ તેમજ શરતચન્દ્રના પર ઘણા નારાજ થયા. એ બન્ને જણાએ અન્તઃકરણની લાગણીથી તનતોડ મહેનત કરી, આગલી રાત્રે જે સહાય કરી હતી, તે ખાતર ત્હેમનો આભાર માનવાની વાત તો દૂર રહી, પરંતુ ગોવિંદબાબુએ ઓફિસ સંબંધી પોતાને કશી વાત કરી નહિ,

તે બદલ ગોપાળચંદ્રે પોતાની સ્ત્રીની આગળ ઉલટી એની નિંદા કરવા માંડી. મોહિનીને તો એટલુંજ જોઇતું હતું. ગોવિંદબાબુનાં છિદ્ર શોધી, જે તે પ્રકારે એની નિંદા કરવાનીજ એ તો રાહ જોઈ રહી હતી. આ વખત અનાયાસે તે તક મળી ગએલી જોઈને, મોહિનીએ કહ્યું:—"ત્હમારા ભાઇને ત્હમે કાચા બુદ્ધી નહિ સમજતા, હાં! કાલે મોહલ્લામાંથી શ્મશાન જવા કોઈ પણ આવતું ન હોતું. તે એનાં કારસ્થાનને લીધેજ. એમ જો ના હોય તો, એના આવતાં વાર ને મોહલ્લાના માણસો જે નહોતા આવતા તે કેમ એકાએક આવી પહોંચ્યા? અરે, એને તો હું સારી પેરે ઓળખું છું. પેલા બે દારૂડીયાઓને પણ એણેજ મોકલ્યા હોવા જોઇએ; કારણ કે શરતબાબુએ એમને પોલિસને હવાલે કરી દેવા માંડયા, ત્યારે દીયેરજીએ કેમ એમને છોડી મૂકવાની ભલામણ કીધી? એ બદમાશો બહુ દુષ્ટ હતા; ત્હમને દારૂ પાઇને બેહોશ કરી દીધા, અને પછી માની લાશ બ્હાર કાઢવાને બ્હાને અંદર આવીને મ્હને સતાવવા લાગ્યા. છલંગ મારીને હું બારણા પાછળ ભરાઇ ગઈ એ લોકો પુરાઇ ગયા એ બહુ સારૂં થયું."

ગોપાળ:—"ના, ના! બિહારીને હું પોતેજ બોલાવી લાવ્યો હતો. એણે તો શરાબ પાઇ, મ્હારા પર ઉપકારજ કર્યો હતો; નહિતર મ્હારે કયાં કયાં રખડવું પડત અને કેટલા કેટલાની ખુશામત કરવી પડત. આતો બધુંજ કામકાજ પોતાની મેળેજ થઇ ગયું. વાહ! શરાબમાં કેવી મજા પડે છે? તું શરાબ લઈ આવ, જા. હવે તો હું રાત દિવસ શરાબજ પીવાનો. શરાબથી મગજ તર રહે છે; કોઇ વાતની ચિન્તા રહેતી નથી."

મોહિની:—"વાત શી કરો છો? મ્હારા શા ભોગ લાગ્યા છે કે હું એવી ચીજને અડકું? પીવો હોય તો ત્હમારા હાથેજ લઈ આવો."

"એમ કેમ? એને અડકવામાં શું પાપ વળગી જાય છે? હું

પી શકું છું, તો ત્હારાથી એનો સ્પર્શ સરખો પણ ન થઇ શકે ? કાલે થોડોક શરાબ પીધાથી, હું બહુ મોજમાં હતો. ઓફિસની કોઇ ચિન્તા મ્હને સતાવતી ન હતી. આજે પાછી ઓફિસની ચિન્તાઓ હૃદયમાં સળગી રહી છે, એથી હું એક બોટલ શરાબની ખરીદી લાવ્યો છું. થોડીક એમાંથી લઇને ચકચૂર થઇને પડી રહીશ." એમ કહી ગોપાળબાબુ પોતાને હાથેજ શરાબ કાઢીને, એક ગલાસ ઢોકી ગયા.

તે જોઈ મોહિનીએ કહ્યું:–"મહેરબાની કરી હવે ત્હમે પીવાનું બંધ કરો તો સારૂં થાય. કાલે જે બદનામી થઇ છે, તેજ બસ છે. હવે કદી પણ એનો સ્પર્શ કરશો નહિ"

"ખુબ પીશ. કાંઇ પરવા નહિ આજે કેવી મોજ આવે છે ? વાહ ! કોને ખબર હતી કે શરાબમાં આવી ચિન્તાહારિણી શકિત છે !" એમ કહી ગોપાળબાબુએ શરાબનાં ઉપરા ચાપરી ગલાસ ચઢાવવા માંડયાં.

એ જોઈ, મોહિનીએ કહ્યું:–"આ શું કરવા માંડયું છે ? ડાગળી ચસકી ગઇ કે શી બલા છે ? આટલી અઘવડ પડ છે, તે વખતે એકાદ નોકર, એકાદ રસોઇયો અગર એકાદ રાંધનારી બાઇની તપાસમાં રહેવું જોઇએ, તેનેબદલે ત્હમે તો શરાબના છંદમાંજ મદમસ્ત રહો છો ! હવે તો જરાક સમજો ! એકદમ આમ પગનો છેડો માથા પર ન નંખાય. મોહોલ્લાના બધાજ માણસો અત્યારે આપણા દુશ્મન બની ગયા છે. ત્હમારા આવા નિર્લજ્જ વર્ત્તનથી શત્રુઓ કાખલી કૂદીને ઠેકડી કરશે; આપણું તે વખતે શું મ્હોં રહેશે, તેના ત્હમને કાંઇ વિચાર થાય છે ?"

ગોપાળ:–"સમજું છું બધુંજ; પરંતુ શું કરવું તેની સુઝ પડતી નથી. સુતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં પીતાં બારે ઘડીયે ને બત્રીશ પળ મોટા સાહેબની મૂર્ત્તિજ મ્હારી આંખ આગળ ખડી

રહે છે. જ્યાં જ્યાં મ્હારી નજર પડે છે, ત્યાં હું એમનેજ દેખું છું. ક્રોધવડે લાલચોળ આંખ્યો કરી મ્હારી સામે એ ડોળા ધૂરકાવીને મ્હારો તિરસ્કાર કરતા હોય એમજ મ્હને ભાસે છે. હું બીજા કોઇથી ડરતો નથી; મ્હારા હાથ–પગ એજ નોકરી છે. ગોવિન્દે જે બધી વાતો સાહેબને કરી દીધી હશે, તો એ જરૂર મ્હારા પર લાલપીળા બનીને નોકરી ઉપરથી મ્હને પાણીચું પરખાવી દેશે. એ વિચાર માત્રથીજ હું મનમાં ને મનમાં સીઝાઇ જાઉં છું."

મોહિની:–"અરે ! એને માટે આટલી બધી ચિન્તા શી કરવી ? ત્હમે ત્હમારે સાહેબને ખુલ્લે ખુલ્લું કહી દેજો કે કોઇએ ત્હમને જુઠ્ઠું અડાવ્યું હતું. ગોવિન્દ સંબંધી વાત બીજાને મ્હોંડે સાંભળી ને તે ખરી માની આપને કહી હતી."

ગોપાળ:–" આખરે તો એમ કહેવુંજ પડવાનું. હા, પણ ગોવિન્દની જોડે એમને શીશી વાતો થઈ છે, તે જાણવાની ખાસ જરૂર છે એને નોકરી મળી ગઇ કે નહિ, તે પણ આપણે જાણવું જોઇએ."

મોહિની:–" હા. તો આ વખત મ્હારા ભાઇ હરેશને સાથે લઇ જજો."

ગોપાળ:–" હમણાં તો એ દુરાશા માત્રજ છે. એનાથી કાંઇ કામ થવાનું નથી. એને કશું આવડતું નથી. હા, પણ તું ખાસ આગ્રહ કરે છે, તો એકવાર પ્રયત્ન કરી જોઉં છું. મોટા સાહેબે ગોવિન્દને લઈ આવવા કહ્યું હતું; એટલા માટેજ મ્હારે એના સંબંધમાં છપ્પર ફેંકવી પડી હતી."

મોહિની:–" હા, પણ ગોવિંદબાબુનો કેવોક ઘાટ ઉતર્યો છે, તે પહેલું જાણવું જોઇએ. પ્રભા ! જા, જરા ત્હારા કાકાને તો બોલાવી લાવ. કહેજે કે ખાસ તાકીદનું કામ છે, માટે જરા ઉભા ઉભા આવી જાઓ."

પ્રભાવતી પાસેજ, ઉભી હતી, કાકી પાસે જઇ, માતાની આજ્ઞા પ્રમાણે ત્હેણે સંદેશો કહ્યો.

એની વાત સાંભળી, કમલાએ કહ્યું:—" ત્હારી બાને કહે જે કે કાલે આખી રાતનો ઉજાગરો વેઠી, કાંઇ પણ ખાધા પીધા વગર જે અથડામણ પડી છે, તેથી એમની તબીયત જરા નરમ છે. હમણાંજ જરા ઝોકકું આવી ગયું છે; જાગતાંવારને મોકલી દઇશ. હું હમણાંજ ત્હારી બા પાસે આવવાનો વિચાર કરતી હતી. કહેજે. કે ત્હમારે જમવાનું આજે અંહિજ રાખવનું છે." એમ કહી, પ્રભાને મગનો એક લાડુ આપ્યો. લાડુ લઇ ખુશ થતી થતી પ્રભાવતી માની પાસે આવીને બધી વાત કહેવા લાગી. સાંભળી રહ્યા બાદ, મોહિનીએ કહ્યું:—" જોયું ? આડી અવળી વાતો કરી, પ્રભાને પાછી ધકેલી દીધી અને એને જગાડ્યો સુદ્ધાં નહિ ! અને વળી એ ઉપરાંત આપણને ત્યાં જમવાની આજ્ઞા થઇ છે. જા, પ્રભા ! ત્હારી કાકીને કહી આવ કે હમારાથી ત્યાં જમવા નહિ આવી શકાય; હમે લોકો અહિંજ ખાઇશું."

ગોપાળ:—" નહિ આવશે, તો મ્હારૂં એના પર શું ચાલવાનું હતુ ? હવે તો જુદો કાઢવાનો ડર પણ રહ્યો નથી. ભાભી આવે છે તો આવવા દો, એને; પણ આવે ત્યારે સાફ કહી દેવાનું કે હમારાથી ત્હમારે ત્યાં આવી શકાશે નહિ."

મોહિની:—"જોઉં છું કે નાની ભાભીના ઉપર ત્હમારા ચાર હાથ છે ! તે દિવસે ખાવાનું લઇને એ આવી હતી, ત્યારે પણ ત્હમે એને પાછી કાઢી ન હતી; આજે પણ ત્હમે એમજ કરવાના. આવીને ત્હમારા આ દેદાર જોઇ જશે, અને સઘળેજ દાંડી પીટવા મંડી જશે. ત્હમે તો અત્યારે શરાબની લતમાંજ ઘેલા થઇ ગયા છો."

ગોપાળ:—" ના, ના ! કાલે એ લોકોએ એકદમ એક સામટોજ ખૂબ શરાબ પાઈ દીધો હતો: આજે રફતે રફતે લેવા વિચાર છે. એ પીવાથી મ્હારી સર્વ ચિંતાઓ દૂર થઇ જાય છે. જો, જો ! નાની ભાભી આવે છે ! હું અંદર જઇ જરાક શેમ્પેઇન તો ગટગટાવી આવું એટલી વારમાં. હા, પણ તું એવી ખુશીની વાત કરજે કે ઓફિસ સંબંધી બધો પડદો ઉઘડી જાય." એમ કહી ભાઇ સાહેબ લથડીયાં ખાતાં ખાતાં અંદરના ખંડમાં ઘુસ્યા. કમલાને આવતી જોઇને, મોહિનીએ જરી દીલગીરીનો દેખાવ કરવા રડવા માંડ્યું. મોહિનીને રડતી જોઇ, કમલાએ તેને આશ્વાસન આપતાં કહ્યું:—" બ્હેન ! હવે ધીરજ રાખો: છાના રહો. મનુષ્યના જન્મ મરણની બાબતમાં કોઇનું ચાલતું નથી. ઈશ્વરની મરજી આપણો ઇલાજ નથી, હું હમણાં અહિં આવી છું, તે ન કરે નારાયણ ને વખતે રસ્તામાં ચાલતાં ચાલતાંજ ઠોકર ખાઇને ગબડી પડું અને મરણ પામું."

મોહિની:—" અરે રામ ! રામ ! હમણાં શું કરવા મરો ? હજી તો નાનાં બાળક છો; નવી ગૃહસ્થી ભોગવવાની છે; તે જરાક સુખ—સ્વચ્છંદે ભોગવો તો ખરાં ! પેલી ડોશીઓ બધી શું કરે છે ?"

કમલા:—" બ્હેન ! ત્હમે એ લોકોને લીધે તો તેમને જૂદાં કાઢ્યાં; હવે એ બાપડીઓ કયાં જવાની હતી ? બધીઓ બીચારી દુઃખે પાપે જેમ તેમ દહાડા કાઢે છે."

મોહિની:—" હવે દુઃખના દિવસ કેવા ? આજે સ્હવારમાંજ દીયેરજીએ સદાવ્રતની ખૂબ ધામધૂમ કરી હતી ને ? સસરાજીના વખતમાં જેવી લૂંટાલૂંટ થઇ રહેતી હતી, તેવીજ આજે ચોખા ને પૈસાની લૂંટાલૂંટ થઇ રહી હતી ને ? હા, પણ અંહીથી જ્યારે મોટા ભાઇએ તેડું મોકલ્યું ત્યારે અવાયું નહિં; શરીર એકદમ બગડી આવ્યું."

કમલા:—" હા, કાંઇક ભીખ આપી છે ખરી; હા, પણ એમણે નથી આપી, નારાયણના બાપે આપી છે. એ તો આજે દીવાન ખાનામાં બેઠાજ નથી. કાલે ઉંઘ ઉજાગરો વેઠી. ભુખ્યા ટેકાઇને જે અથડામણ વેઠી છે, તેથી એની તબીયત જરાક નરમ છે. એટલામાટે માજીએ એમને જગાડવા નથી દીધા. સૂતાં પહેલાં એમણે ત્હમારી ખાવા પીવાની વ્યવસ્થા હમારે ત્યાંજ રાખવા કહ્યું હતું; એટલા માટેજ હું બોલાવવાં આવી છું. "

મોહિની:—"તેમ હશે કદાપિ, પણ હમારે સારૂ કૃપા કરી રસોઇ બનાવવાની તસ્દી લેશો નહિ. હુંજ મ્હારી મેળે બનાવી લઇશ. કમલા બ્હેન ! એ તો બધું ખરૂં, પણ દીયેરજી કાલે નોકરીની શોધમાં ગયા હતા, તેનું શું થયું ?"

કમલા:-" એ સંબંધી કાલે કાંઈ વાત એમણે કરી નથી, તેમ એમને પૂછી જોવાની મ્હને નવરાશ પણ મળી નથી. આજ સ્હવારે નારાયણના પિતાજી આવ્યા હતા, ત્હેમની સાથે થોડીક વાતચીત કરીને એતો સુઇ ગયા હતા. હા. પણ માજી કાંઇક એવું કહેતાં હતાં ખરાં કે ત્હારા જેઠનીજ ઓફિસમાં મોટા સાહેબે એમની નીમણુંક કરી છે."

મોહિની:—" શા પગારે નીમણુંક કરી છે ?"

કમલા:—" તેની બરાબર ખબર નથી; પણ સાંભળવા પ્રમાણે જેઠને જેટલો પગાર મળતો હતો, તેટલાજ પગારની નોકરી એમને મળી છે."

મોહિનીએ સાંભળી કંઇક વિસ્મય પામી; ઇર્ષાગ્નિથી ત્હેનું આખું શરીર સળગી ઉઠયું. પરન્તુ ક્ષણભર પોતાનો મનોભાવ છુપાવીને બોલી ઉઠી:—" શું સાચું કહો છો ? ક્યારથી ઓફિસ જવાના છે ?" " સાચું નહિ, તો શું જુઠું ? જુઠું એને મ્હોડે કદી સાંભળ્યું છે ?" એમ કહેતી કહેતી સુવર્ણા ફોઈ ત્યાં આગળ

આવી પહોંચ્યાં. મોહિનીને આથી કાંઇક ક્ષોભ લાગ્યો. એણે ધાર્યું હતું કે કમલા પાસેથી એકાન્તમાં બધી વાતો કઢાવી લેવાની આ ખાસી તક મળી છે; પરન્તુ સુવર્ણા ફોઇના અકસ્માત્ આગમનથી એ આશા ધૂળમાં મળી ગઇ. એથી એ સંબંધમાં બીજું કાંઇ પણ વિશેષ ન પૂછતાં, પાસે કૂદાકૂદ કરી રહેલી પૂટીના ગાલમાં એણે જોરથી એક તમાચો ખેંચી કાઢ્યો. પૂટીનો બીચારીનો કશો વાંક ન હતો, પરન્તુ સુવર્ણા ફોઇનું જે કવખતનું આવવાનું થયું હતું, તેનું વેર એ નિર્દોષ પુમડાં પર વાળ્યું. માર ખાઇને તે બિચારી રડવા લાગી. સુવર્ણા ફોઇ કમલાની પાસે જઇને બોલ્યાં:—"કેમ શું કર્યું ? આ લોકોને માટે પણ દાળ ચોખા કાઢુંને ? ગજબ મોડું થયું છે; તું તો અંહી આવીને ધણીની નોકરીનાં બણગાં ફુંકવા મંડી ગઈ ! એ બધી વાત હમણાં એને શું કરવા કહેવી જોઇએ ?"

ઘણાજ ધીમા સ્વરે કમલાએ પ્રત્યુત્તર વાળ્યો:—"એ કહે છે કે હમે લોકો તો અંહિયાંજ જમવાનાં છીએ."

સુવર્ણા:—"ત્યારે ઉભી શું કરવા રહે છે ? ચાલો, અંહિ ઉભા રહેવામાં હવે માલ નથી. નોકરીની વાતોજ નકામી થયાં કરશે."

"ચાલો, આવું છું," એમ કહેતી કહેતી કમલા મોહિનીની પાસે જઈને બોલી:—' ત્યારે હું હવે જાઉં, બહેન ? તમે તો કહો છો કે હમે કોઇ જમવા આવવાનાં નથી."

મોહિનીએ મ્હોં મરડીને કાંઇક કંટાળાની સાથે કહ્યું:—"ના બાપુ ! ના; હમારી આટલી બધી ફીકર ત્હમારે શા સારૂ રાખવી જોઇએ ? એકવાર તો કહી દીધું કે નથી આવવાનાં, છતાં પિષ્ટ પેષણ શા માટે કરવું જોઇએ ?" એ સાંભળી સુવર્ણાએ કમલાનો હાથ પકડીને કહ્યું:—"ઉભી કેમ રહી છે ? એ જ્યારે ત્હારી સાથે મરડાટમાં તણાઇ જાય છે ને છણકાં કરે છે, ત્યારે તું શું કરવા

નકામી એની ખુશામત કર્યાં કરે છે ? ત્હારી જગોએ હું જો હઉં, તો કદી એને બારણે ન ચઢું” મોહિની છંછેડી ઉઠી:–“અહહહ, ત્યારે તો પૃથ્વી રસાતાળજ થઈ જાય” આ ધડક ધુજારાથી કમલા બીચારી લજવાઇ ગઇ અને સડક લઇને ઘેર ચાલી ગઇ. જતાં પહેલાં સુવર્ણા ફોઈને એણે બૂમ પાડી. પણ મોહિનીથી એ કાંઇ અંજાઈ જાય તેવી ન હતી; જમાનાની ખાધેલી, મહા બાધડ અને જાજરમાન બુઢ્ઢી એને સામાં ચાર બોલ સંભળાવ્યા વિના મુંગી મુંગી જાય ખરી કે ? મોહિનીની પાસે જઇને કેળાં છુંદ્યાં જેવું મ્હોં કરીને કહેવા લાગી:–“મોટી ભાભી ! અત્યારે તહમારા નસ-કોરામાં ઉંટ પેસી જાય છે, પણ કાલની વાત શું બધી ભૂલી ગયાં કે ?”

મોહિની:–“ જા જા હવે ! ચાલી જા અંહિથી. આ બુઢ્ઢી તો શીંગડાં બાંધીને લડવા આવી છે. કાલે હું ત્હારે ઘેર નોતરું દેવા આવી હતી, કેમ ? શું કરવા આવ્યાં ? ન્હોતું આવવું. નીકળ હવે ટકટક કરતી અંહીંથી. ”

સુવર્ણા:–“ જઇશજ તો, ઉભી શું કરવા રહીશ અંહીંયાં ત્હારી લાલ લાલ કરેણાં જેવી આંખ્યો જોવા સારૂ કેમ ? ત્હારી હવે મ્હને કાંઈ પરવા નથી, સમજી ? ”

એ બન્નેનું આ પ્રમાણે વાક્યુદ્ધ ચાલતું હતું, તેવામાં ગોપાળબાબુ લથડીયાં ખાતાં ખાતાં અંદરના ખંડમાંથી ત્યાં આગળ આવી પહોંચ્યા. સુવર્ણા ફોઇએ એની આવી અવસ્થા જોઈ આશ્ચર્યની સાથે પુછ્યું:–“ છટ્ ! આ શરાબ પીવાનું ક્યારથી શરૂ કર્યું છે ? ”

ગોપાળ:–“ કેમ ! એ તો બહુ ઉત્તમ ચીજ છે. બહુ વિચાર પૂર્વક મ્હેં એમાં હાથ ઘાલ્યો છે. મ્હારૂં એ તો અમૃત છે. મહેરબાની કરી જરા આડું જુઓ. એટલે એક ઘુંટડો પી લઉં. તહમારા દેખતાં મ્હારાથી હોઠ ઉઘાડાતો નથી. ”

" હું ન્હોતી જાણતી કે ત્હમે આટલી હદ સુધી પહોંચ્યા હશો !" એમ બોલીને સુવર્ણા કોઇ ત્યાંથી ચાલતાં થયાં.

" જોયો ? બુદ્ધીનો મગજનો પાવર ? એમ કહી, મોહિનીએ ગોપાળ બાબુનો હાથ પકડીને કહ્યું:–" જોયું, ડોશીએ ત્હમારી સામે કેવાં ઙ્હેકાં કર્યાં તે ? જરા જઇને એના મગજનો ધુમાડો નીકળી જાય, એવા બે બોલ સંભળાવી આવશો, તો પાંસરી થશે."

ગોપાળઃ–" ના, મોહિની ! અત્યારે એને નારાજ કરવામાં સાર નથી. ગોવિન્દની બાતમી બધી મેળવવા દો એકવાર; પછી બધું જોઈ લેવાશે. "

"તો ભલે, એમ રાખો; હવે રસોઇનો કાંઇક બંદોબસ્ત કરૂં." એમ કહી મોહિની ત્યાંથી ચાલી ગઈ. એ સુ–અવસર મળેલો જોઇ, ગોપાળ બાબુએ બીજા બે ત્રણ પેગ ગટગટાવી દીધાં



# પ્રકરણ ૧૬.

## ષડયન્ત્ર.

*With curious art, the brain too finely wrought,*
*preys on herself, and is destroyed by thought.*
*( Churchill )*

બિહારીલાલ અને નનીલાલે પોતાનો છૂટકારો થયા બાદ, ગોપાળ બાબુને ફસાવવાની પ્રતિજ્ઞા લીધી. એ બન્નેને કેદખાનામાં નાખ ગોપાળબાબુએ શરત્ચન્દ્રને કરેલી સૂચના, એ લોકોને હાડોહાડ વ્યાપી ગઇ હતી. એથી એ સંબંધમાં શું કરવું તેનો નિર્ણય કરીને બન્ને જણા બીજે દીવસે પ્રતાપચન્દ્ર નામના એક ઐશ્વર્યશાલી યુવકની પાસે પહોંચ્યા. એ પ્રતાપચન્દ્રના પૈસાથી બિહારીલાલ અને નનીલાલ જેવા અનેક ચરિત્રહીન ખુશામતખોર બદમાશો પોપાતા

પ્રતાપનું ચરિત્ર અનેક પ્રકારના કલંકોથી કલંકિત થએલું હતું. એ પાકો દારૂડીયો, પરસ્ત્રીગામી તથા દીન દુઃખીયારાંનો દુશ્મન હતો. એના ત્રાસ આગળ ભાગ્યેજ કોઈ ગરીબ ખુબસુરત સ્ત્રી સાથે ગામમાં રહી શકતો; પરન્તુ એની પાસે ધન-ધાન્યના સારી છૂટ હોવાથી એની સામે કોઈ કોઈ કરી શકતું નહિ. કોઇ પૈસાને કારણે, તો કોઇ છળબળથી સર્વ કોઈ એને વશ રહેતા. બિહારી અને નનીલાલને અચાનક પોતાની પાસે આવેલા જોઇ, પ્રતાપચન્દ્રે પ્રશ્ન કર્યો:—"કેમ ! શા સમાચાર છે ? કોઇ શિકાર હાથ લાગ્યો કે નહિ ?"

બિહારીઃ—"હા, બાપુ ! આપના લાયકનું એક પંખીડું જોવામાં આવ્યું છે ખરૂં; તેને સપડાવવા જાળ પાથરતાં દુર્ભાગ્ય વશાત્ શિકાર હાથમાંથી છટકી ગયો. ઉપરાંત હમારી પૂજા-પુષ્પાંજલિ-પણ ખૂબ થઇ છે."

પ્રતાપ:-"એથીજ કદાચ ત્હમારી આંગળીની આ દશા થઈ હશે. નનીભાઇ પણ લંગડખાં બની ગયા છે. પણ થયું શું તે તો કહો."

નની૦-"અહા ! એક રૂપરૂપના અંબાર જેવી અપ્સરા હાથમાંથી છટકી ગઈ ! હમે બન્ને જણાં એને અંહિ લાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, એવામાં એક જણે વચ્ચે પડીને બધી બાજી બગાડી નાંખી; અને હમને મરણતોલ માર માર્યો."

"અરે ભાઇ ! આવા બધાજ કામમાં થોડો ઘણો મારતો ખાવોજ પડે છે. બે ચાર દીવસ ચમચમ થઈને વેદના વીસરી જવાશે. આ લો, એક ગ્લાસ ઉડાવો" એમ કહી પ્રતાપચન્દ્રે એમને એક બોટલ બતાવી.

બોટલ જોઇ, બિહારીએ કહ્યું:-"અહા ! ઘણી ખમા, બાપુ ! ઘણી ખમા ! અત્યાર સુધી મ્હોંયે એક ટીપું અડકયું નથી."

ત્યાર બાદ તે શીશી હાથમાં લઇ એણે તેમાંથી થોડાક શરાબ એક ગલાસમાં રેડયો અને પ્રતાપચન્દ્રના મ્હોં સામું ધરીને તે પી જવા આગ્રહ કર્યો.

અડધો ગ્લાસ ખાલી કર્યા બાદ, પ્રતાપચન્દ્રે મ્હોં બગાડીને કહ્યું:–" ગલાસ લઇ લો; ઘણો જલદ શરાબ છે. બાકી રહેલો બધો ત્હમેજ પી જાઓ. "

બિહારીલાલ અને નનીલાલે હાથ લાંબો કરીને તે ગલાસ લઇ લીધો અને શરાબ પીતાં પીતાં કહ્યું:–" હા, ચીજ તો ખરાબ નથી; ઘણા દિવસ થયાં આવો શરાબ પીધો નથી. "

પ્રતાપ૦–" એમ શું કહો છો ? પેલે રવિવારેજ આ શરાબ પાયો હતોને. "

બિહા૦–" હા, બરાબર છે. હવે યાદ આવ્યું; તે દિવસે આજ શરાબ હતો. "

નની૦–" ઘણી ઉત્તમ ચીજ છે. રેડ, બિહારી : બીજા એક ગલાસનું થાવાદે; નિશાનો તાલ જામવા દે બરાબર. "

પ્રતાપ૦–' હા, પણ હમણાં જે સ્ત્રી વિષે વાત કરતા હતા, તે દેખાવમાં કેવીક છે ?"

નની:–" શું વર્ણન કરૂં ? કયા શબ્દોમાં વર્ણવું એની કાન્તિને ? સુન્દરી સર્વાંગ સુન્દર છે; એને જોઇને મ્હારૂં મગજ બ્હેર મારી ગયું છે. શું એનું રૂપ છે ? એની આંખો કેવી મનોહર છે ? એનું મ્હોં કેવું મધુર લાગે છે ? અરે, એને જોઇને ભલભલા આંગળી કરડીને ઉભા રહે છે કે આને રમણી, કે રૂપસુન્દરી, કે રંભા ? ગમે તે પ્રકારે એને તો સપાટામાં લેવીજ જોઇએ. એણે જ્યારે નાહક હમને ચોર, ચોરની બૂમો પાડીને ફજેત કર્યા છે, ત્યારે હમારે ખરેખર ખુદ એનીજ પોતાની ચોરી કરવી જોઇએ. તેમ કરતાં નશીબમાં જે કષ્ટ વેઠવાનું હશે, તે વેઠી લઇશું. "

પ્રતાપઃ—" શું ખરેખર દેખાવમાં ત્હમે કહો છો તેવીજ સુંદર છે ? કહો, જલદી કહો, કોના ઘરની છે ? ગામની વહુ છે કે દીકરી ? સધવા છે કે વિધવા ? "

બિહારી;—" આ મોહલ્લાના શ્યામ બાબુનું નામ તો આપે સાંભળ્યું હશે. ત્હેમને ગોપાળ અને ગોવિન્દ નામના બે દીકરા છે. એ બંને વચ્ચે બીલકુલ બનાવ નથી. એથી આપણો ઘાટ ફેતશે એમ છે. કાંઇકિ ખર્ચ કરવાથી કામ પાર પડશે. નાના ભાઇની વહુ તો હાથમાં આવે તેમ નથી, પણ મોટી વહુને શીશીમાં ઉતારવી મુશ્કેલ નહિ થઇ પડે, કેમકે હાલ એના ઘરમાં કોઇ દાસીઓ અગર પુખ્ત ઉમ્મરની સ્ત્રીઓ નથી. અને તે ઉપરાંત મોહલ્લાવાળા પણ એ ગોપાળના ઉપર નારાજ છે. કાલે એને ઘેર કોઈ સ્ત્રી મરી ગઇ હશે, તેને ઉંચકવા કોઇ નહિ આવવાથી મ્હને બોલાવ્યો હતો. નનીલાલની સાથે હું ત્યાં જઇને બધી બાતમી લઇ આવ્યો છું; મ્હને પ્રથમથીજ ખબર હતી કે ગોપાળને શરાબનું જરાતરા સેવન છે; એથી થોડોક શરાબ પાઇ મ્હેં અને બેહોશ બનાવી દીધો હતો. અને એની વહુને અહિં ઘસડી આણવાની ઇચ્છા પણ થઇ હતી. "

પ્રતાપઃ-" પરન્તુ ? "

બિહારીઃ—" પરંતુ તક નહિ મળી; કેટલાક માણસો આવી પહોંચ્યા. "

પ્રતાપઃ—" ગમે તે પ્રકારે એને પ્રથમથીજ રાજી કરી લેવી હતી ને ? "

બિહારીઃ—" નહિ કરી શકાઈ, હમે લોકો નિશામાં ચકચૂર હતા."

પ્રતાપઃ—" દેખાવમાં ઘણી સુંદર છે કેમ ?

નનીઃ—" હા, ઘણીજ સુંદર છે. ચ્હેરો ખીલેલા ગુલાબના જેવા ૭

પ્રતાપઃ–" સારૂં, કાંઇ હરકત નહિ. સો પચાશ, હજાર, બારસેં જેટલા રૂપીયા લાગશે, તેટલા હું આપીશ. ત્હમે લોકો જરૂર એને લઈ આવો. એમાં જાન જાય, તો કાંઈ પરવા મા. જુઓ વધુ વિલંબ કરશો નહિ. માંહોમાંહ્યના ઝઘડાનો લાગ ચૂકવા જેવો નથી."

બિહારીઃ–"એમાં કહેવું નહિ પડે. માંહોમાંહ્યના ઘરગથુ ઝગડાથી સર્વ કાર્યનો નાશ થાય છે. હમે લોકો દારૂડીયા હોવા છતાં, બીજા કાર્યને એવી સલાહ નથી આપતા કે જેથી ભાઇ ભાઇમાં વિક્ષેપ પડે અને વૈમનસ્ય થાય."

નનીઃ–" સહુથી વધારે ફાવતી વાત તો એ છે કે ગોપાળ બાબુના ઘરમાં કાંઈ કરતાં કોઇ માણસ નથી. આ જે વ્હવારે એ એક રસોઈ કરનારી બ્રાહ્મણી અને કામ કરનારી બાઇને માટે પૂછપરછ કરી રહ્યો હતો. મ્હેં પ્યારીલાલને કહ્યું છે કે ત્હારા ઘરમાં જે બુઢ્ઢી છે ત્હેને ગોપાળ બાબુને ઘેર રસોઇ કરવા રહેવા દેશે, તો હું ત્હારા વિવાહની વ્યવસ્થા કરી આપીશ. તે સાંભળીને એ ખુશખુશ થઈ ગયો. એ બાઈના ત્યાં રહેવાથી કોઈને શક નહિ પડે, કેમકે એક તો એ ઘરડી છે. અને પાછી બધાની ઓળખીતી છે. આપણી મોક્ષદાને એ બાઇની સાથે ઘરના કામ કાજમાં મદદ કરવા મોકલીશું. એ પણ ઘણી ચાલાક છે. મોક્ષદા ઘરમાં નોકર બની, એટલે ગોપાળ બાબુને શીઘ્ર મોક્ષ આપી દેશે. હું મોક્ષદાને કહી આવ્યો છું, હમણાં આવી પહોંચશે. આજે એને કાંઈક વિશેષ લાલચ બતાવવી પડશે.

પ્રતાપઃ–" જુઓ ! પેલી આવે મોક્ષદા નામ લેનારાને ! અરે, આવ, એકદમ જલદી આવ.

"કેમ બાબુ સાહેબ ? આજે આટલી બધી તાકીદ કેમ છે ?" એમ બોલતી બોલતી મોક્ષદા ત્યાં આગળ આવી પહોંચી બિહારીએ

પોતાની બધી વાત એને બરાબર સમજાવી દીધી. ત્યાર બાદ પ્રતાપ-
ચન્દ્રે કહ્યું:–" આમ જો મોક્ષદા ! મ્હારી સમજ પ્રમાણે આ
કામ ત્હારે હાથે પાર પડે તેવું છે. તું ચાલાક છે. આ વખત હું
ત્હને ન્યાલ કરી દઇશ ત્હારૂં જીંદગી લગીનું દારિદ્રય ભાંગીશ
અત્યારે તો તું આ દશ રૂપીયા લઈ જા. કદાચ કાંઇક ખર્ચ
કરવો હોય તો કામ આવે."

આગ્રહ પૂર્વક તે રૂપીયા હાથમાં લઇ, મોક્ષદાએ કહ્યું:–" બાબુજી,
આપ આટલી બધી તસ્દી શું કરવા લો છો ? આજે હું કાંઈ
પહેલ વહેલી ત્હમારૂં કામ કરવા આવી છું ? ને દિવસે મુરજીને
ત્યાંની વિનોદિનીને પકડી આણી હતી, તે કાંઇ ઓછી બહાદુરીનું
કામ હતું ? "

પ્રતાપ:–" ખરેખર, ઘણી બહાદુરીનું કામ હતું; પરન્તુ એમાંને
આમાં ફરક કાંઇ થોડો છે ? એ ગરીબ ઘરની વિધવા પુત્રી હતી,
અને આ ખાનદાન ઘરની સધવા વહુ છે.

"સધવા હોવાથી શું થઇ ગયું ? હું જો ચાહું તો એ તો શું
પણ એના બાપ સુદ્ધાંને ઘસડી આણી શકું તેમ છું." એમ કહી
મોક્ષદાએ બિહારી પાસે જઇને કહ્યું:–" બોલો ત્હમારી પેલી રસોઇએણ
"બાઈ કયાં છે ?"

બિહારી:–" ચાલો હું ત્હમારો એનો ભેટો કરાવું. તમારે બંને
જણાએ હળીમળીને મ્હારી સલાહ મુજબ મોજથી કામ કર્યા જવું"

મોક્ષદા:–" એ બધું કહેવાની ત્હમારે તસ્દી નહિ ઉઠાવવી પડે.
જ્યાં સુધી મ્હારૂં ચાલશે ત્યાં સુધી તો એ કામ હું બનતી તાકીદે
પાર પાડીશ.

પ્રતાપ:–" તો ઇનામ પણ તેવુંજ મેળવી શકીશ. "



# પ્રકરણ ૧૭.

## લીવણુ પ્રતારણા.

*Gather ye rose-buds while you may,*
*Old time is still a-flying,*
*And this same flower that smiles to-day,*
*To-morrow will be dying.* (Herrick)

બિહારીલાલ અને નનીલાલની સલાહ મુજબ, પ્યારીલાલ મોક્ષદાની સાથે પોતાનાં ડોશીમાને ગોપાળબાબુને ઘેર લઈ જઇને નોકરી ઉપર રાખી આવ્યો. મોક્ષદાને ઘરના કામકાજ ઉપર રાખવામાં આવી, અને પ્યારીલાલવાળી ડોશીમાને રસોઇનું કામ સોંપવામાં આવ્યું. પ્યારીલાલને ગોપાળચન્દ્રે મોક્ષદા સંબંધી પૂછપરછ કરતાં, એણે તેની સાથે પોતાને સારો પરિચય હોવાનું જણાવ્યું. ગોપાળચન્દ્ર વૃદ્ધ પ્યારીલાલને સારી પેઠે ઓળખતા હતા, એથી એના વચન પર વિશ્વાસ રાખી, ગોપાળબાબુએ મોક્ષદાને પણ રાખી લીધી. પ્યારીલાલનો પણ આ કાર્યમાં સહાય કરવામાં અંગત સ્વાર્થ સમાએલો હતો. બિહારીએ એક ખુબસુરત કન્યા સાથે એનો ઘાટ બેસાડી આપવાની એને લાલચ આપી હતી. એથી પોતાના અંગત સ્વાર્થ આગળ ગોપાળચન્દ્રને આવી વ્યવસ્થાથી લાભ થશે કે હાનિ, તે વાતનો એને જરાપણ ખ્યાલ ગયો નહિ.

બિહારીલાલ અને નનીલાલ મોક્ષદાને પ્યારીલાલની સાથે ગોપાળચન્દ્રને ઘેર મોકલી, રસ્તામાં એની વાટ જોતા ઉભા થઇ રહ્યા હતા, એવામાં પ્યારીલાલ વૈદ્યરાજની સ્વારી આવી પહોંચી. એને જોઇને બિહારી બોલી ઉઠ્યોઃ—" કેમ કાકા ! શું કરી આવ્યા તે તો કહો."

પ્યારીલાલ:—"અરે, ત્હમે લોકો અહિંઆંજ છો ? સારૂં થયું; હું ત્હમારે ત્યાંજ જતો હતો. કામ તો બરાબર પાર પડયું છે, ગોપાળ બાબુને પણ એ બન્ને બાઇઓ પસંદ પડી છે. એ સંબંધમાં મ્હને કાંઈ ઝાઝી તસ્દી પડી નથી."

નનીલાલ:—"એણે કાંઈ વાંધા સાંધા નહિ કાઢયા ?"

પ્યારીલાલ:—"ના ના ! વાંધા સાંધા શું કાઢવાના હતા ? એ તો ઘણા દિવસથી એક બ્રાહ્મણ રસોઈયેણ તથા એક કામ કરનારી બાઇને માટે મ્હને કહ્યાં કરતા હતા. હું પણ બ્રાહ્મણ છું; એ પણ બ્રાહ્મણ છે. મ્હારાં ડોશીમા એને ત્યાં રહેવાથી, એ બહુ રાજી થયા છે, અને ત્હમે લોકોએ કહ્યું હતું કે મોક્ષદા પણ બ્રાહ્મણની છોકરી છે, તેથી ત્હમારા કહેવા મુજબ મ્હેં ગોપાળ બાબુને કહી દીધું છે કે હું એને બહુ સારી રીતે ઓળખું છું."

બિહારી:—"બહુ સારૂં કર્યું ! મોક્ષદા બ્રાહ્મણો કરતાં પણ શ્રેષ્ઠ જાતિની છે. ખડદહના ગોસાઇયોને ત્યાંની એ છોકરી છે."

પ્યારીલાલ:—"સારૂં ભાઇ ! ત્હમારા કહેવા પ્રમાણે મ્હેં બધું કામ કર્યું છે. હવે મ્હારા વેવિશાળની વ્યવસ્થા કરી આપો."

બિહારી:—"એ તો બધું નક્કી કરી રાખ્યું છે; હમારી તો જેવી વાર્તા તેવીજ કૃતિ; હમારા બોલતાં વારને કાર્ય આપો આપજ થઈ જાય. કાકા ! હમને અસાધ્ય કશું નથી. પણ જુઓ આ વાત હજી કોઇને કહેશો મા, હોં, નહિતર બાજી હાથમાં રહેવી નથી"

પ્યારીલાલ:—"છટ ! ત્હમે મ્હને શું એવો છીછલ્લો સમજો છો ઘણા માણસોને ખબર પડી જવાથી તો મ્હારો વિવાહ થતો નથી. ભાઈ ! ત્હમે મ્હારો જલદી વિવાહનો ઘાટ બેસાડી આપો. અરે ! પિતરોની તૃપ્તિને માટે–પિતૃઋણમાંથી મુક્ત થવા પુરતુંજ આ બધું તોફાન કરવું પડે છે. હા, બાપુ ! પણ એકવાર મ્હને કન્યા દેખાડશો તો ખરાને ?

નનીલાલ:–"કેમ નહિ દેખાડીએ ? ત્હમને શું હજી હમારો ભરોસો પડતો નથી ? ચાલો, રસ્તામાં ઉભા રહીને આવી વાતો કરવી એ સલામતી ભર્યું કામ નથી. "

"ચાલો, ભાઇ ! એમને કન્યા દેખાડી આવીએ" એમ કહી બિહારી અને નનીલાલ પ્રતાપચન્દ્રના ઉપદેશાનુસાર પ્યારીલાલને ત્હેની એક રખાતની પાસે લઇ ગયા. તે બાઇનું નામ હતું સુધામયી. લગભગ પાંચેક વરસ ઉપર પ્રતાપચન્દ્ર એને ઘેરથી એને યુકિતપુર્વક ઉપાડી લાવ્યો હતો. અત્યારે સુધામયીની ઉમ્મર બાવીશ વર્ષની હતી. ત્હેની આકૃતિ મનોહર હતી; શરીરનો બાંધો ભરાઉ હતો. પૂર્ણ યૌવનવસ્થામાં પ્રવેશ કર્યાને લીધે ત્હેનાં અંગ પ્રત્યંગને વિષે રૂપ–લાવણ્યનો બહાર પૂર્ણતયા ખીલી રહ્યા હતો. થોડાક વખત તો પ્રતાપચન્દ્રે ત્હેની સાથે આનંદ ઉપભોગમાં ગાળ્યો. પરન્તુ એ બદમાંનું ચારિત્ર્ય અત્યંત કલુષિત હતું: કોઇ પણ રમણીના પ્રત્યે એનો અનુરાગ ઝાઝો ટકી શકતો નહી. કોઇ પણ સ્થળે કોઈ નવયૌવન સંપન્ના સુન્દરીનો પત્તો લાગ્યો કે તરત તે ત્હેને હસ્તગત કરવા પાણીની માફક પૈસાનો વરસાદ વરસાવી, છળ બળથી પોતાની પાપ–વાસના પુરી કરતો. એક દિવસ જેના પ્રેમામૃતનું પાન કરી, જેના સર્વસ્વસાર મહામૂલ્ય સતીત્વ–રત્નનું એ અપહરણ કરતો, ત્હેનાજ પ્રત્યે થોડા દિવસ વીત્યાબાદ નિર્મમ નિષ્ઠુર વ્યવહાર રાખીને ત્હેનોજ પાછો પરિત્યાગ કરતો. પછીથી તે બાપડી એની પાપમયી કૃપાથી વંચિત તેમજ આત્મીય સ્વજનથી અલગ રહીને તીવ્ર શોક સંતાપની ભયંકર જવાળામાં પોતાનું અવશિષ્ટ રહેલું કલંકમય જીવન વ્યતીત કરતી. અગાઉ નિશ્ચિત કર્યા પ્રમાણે, પ્યારીલાલની સાથે પહોંચ્યા બાદ બિહારી તથા નનીલાલે કહ્યું:–" ઘરના મોટા જાણ મહાશય પણ બેઠા છે ! ચાલો, ફાવ્યા છીએ."

પ્રતાપ૦–" પધારો, પધારો ! કહો, શી ખબર છે ? "

બિહારીઃ—"આમનું નામ પ્યારીલાલ બિશ્વરૈન છે. ઘણા આરા માણસ છે, મહા કુલીન છે. એ ઉમેશ બેનર્જીના પુત્ર, સીતાનાથ બેનર્જીના પ્રપૌત્ર અને હરીશ ચેટર્જીના દૌહિત્ર થાય."

નનીલાલઃ—"અને ભણ્યા ગણ્યા પણ ચોક્કસ છે. કવિરાજી, ડાક્ટરી, હકીમી, એ સર્વમાં એક સરખી કુશળતા મેળવી છે, એમનાં આવા વિલક્ષણ જ્ઞાનના પ્રતાપે એમને "ભિષગ્રત્ન"ની ઉપાધિ યાને ટાઇટલ મળેલો છે. આમની પાસેના સર્વ પ્રદેશોમાં એમની આણ વર્તે છે. હમારે એમની સાથે લાંબો પરિચય છે. વળી પાછી, આણી તરફ એક ધમધોકાર ચાલતી દુકાન પણ છે."

પ્યારીલાલઃ—"દુકાન તે શું ભાઈ! બરાબર સમજાવો. એતો મ્હારું ઔષધાલય યાને દવાખાનું છે. બરાબર સમજ પાડીને એકસપ્લેન કરો ને ભાઈ?"

પ્રતાપ૦—"એ બધી એકજ વાત છે, જરા ઉમ્મર મોટી જણાય છે, એટલોજ એકમાત્ર દોષ છે."

બિહારીઃ—"તે ખાતર આપે ચિન્તા કરવાની જરૂર નથી. સાહેબ લોકો તો ચાળીશ—પચાસ વર્ષની ઉમ્મર પહેલાં પરણતાજ નથી. ઉમ્મરમાં શું આવી ગયું? બલ્કે ઉમ્મર અધિક હોવાથી તો એમને સંસારનો વિશેષ અનુભવ થએલો છે. એ દૃષ્ટિએ પણ એમની લાયકાત કાંઈ થોડી ન કહેવાય. વળી, સ્ત્રીને કેમ હાથેલીમાં નચવવી, તે એમને ઘણું આવડે છે, કેમકે અત્યાર લગીમાં બે વાર પરણેલી જીંદગીનો અનુભવ એમણે લીધેલો છે."

પ્રતાપ —"શું બે બાઇડીઓ એમને છે? ત્યારે તો—"

આટલું કહેતામાં તો પ્યારીલાલે અધવચ એને બોલતો અટકાવીને ખુલાસો કર્યો:—"તે બન્ને મરી ગઇ છે; કોઇ જીવતી નથી. પિતરોને પિંડદાન આપવા ખાતર પરણવું પડે છે. બીજું શું?"

બિહારીઃ—"નહિ, મહાશય! તેની કાંઇ ચિન્તા નહિ; એમની પહેલાંની બાઇડીઓ ગુજરી ગઇ છે."

પ્યારીલાલઃ—"હા, હા, સમજાવો ભાઈ! જરાક ખુલાસા પૂર્વક સમજાવો."

પ્રતાપઃ—"તો પછી આવા શુભ કાર્યમાં વિલંબ શા માટે? મુહૂર્ત ક્યારે રાખવું છે?"

બિહારીઃ—"પહેલાં એ કન્યાને જોવાની ખ્વાએશ ધરાવે છે. ત્યારબાદ બીજું બધું ઠીકઠાક થશે."

પ્રતાપ૦—"ઘણું સારૂં, પણ ભાઇ! પહેલેથીજ ત્હમને લોકોને કહી ચુક્યો છું ને, કે કન્યાની ઉમ્મર કાંઇક મોટી થઇ ગએલી છે."

જનીલાલઃ—"તેમાં શું થયું? એમના જેવા માટે તો એવડીજ કન્યા જોઇએ."

પ્યારીલાલઃ—"હા. ભાઈ! કેમ ભુલી જાઓ છો, ત્હમને પણ કહી ચૂકયોજ છું ને કે કેવળ પિતરોની તૃપ્તિ માટે ફરી પરણવું પડે છે."

"તે બરાબર છે. સારૂં, ત્યારે ત્હમે લોકો જરાક બેસો, એટલી વારમાં હું જરા અંદર જઈ આવું છું." એમ કહીને પ્રતાપચન્દ્ર ત્યાં આગળથી ચાલ્યો ગયો. એના ગયા બાદ પ્યારીલાલે કહ્યુંઃ—"વાહ! મકાન તો ઘણું રૂપાળું બેશ છે! એમની સાથે ત્હમારે લોકોને કયાંથી પીછાણ થયું? એ કન્યા એમની શી સંગી થાય?"

બિહારીઃ—"હમારે સર્વ પ્રકારના મનુષ્યોની સાથે પરિચય રાખવો પડે છે. એમ જો ન હોય તો, કેવળ ત્હમારા જેવા અફીણીઓની સોબત રાખ્યાથી, હમારો દહાડો શો ઉઘડવાનો હતો? એ રુપનગરના વર્ત્તમાન જમીનદાર પ્રતાપચંદરાય છે. ઘણા ઉદાર પુરૂષ છે. કન્યા એમની સગપણમાં દુરની સાળી થાય. એમના સસરા મરતાં પહેલાં, કોઇ યોગ્ય વરની સાથે એને પરણાવવાની સૂચના સહિત એમને સોંપી ગયા છે. એ બીચારા એથી રાત દિવસ તપાસ કર્યા કરતા હતા. સદ્‌ભાગ્યે ત્હમે મ્હને ત્હમારી

પચ્ચકાં જણાવી, જેથી એ બાબતમાં યોગ્ય વાતચીત કરીને રૂડું બધો ઘાટ બરાબર ઉતાર્યો છે.”

નનીલાલ:–“ચૂપ! હવે એ બધો બકવાટ જવાદે! મોટર બાજુ કન્યાને લઇને અહિંજ આવતા હોય એમ જણાય છે. પ્યારીલાલ કાકા! એકવાર ત્હમારી કાતીલ આંખ્યોને જાગૃત કરજો, કન્યાનું રૂપ નીરખવાને.”

કન્યાના આવવાની વાત સાંભળીને પ્યારીલાલ હરખ ઘેલો થઇને બોલી ઉઠયો:–“ક્યાં છે? ક્યાં છે? કન્યા ક્યાં છે?”

એની આવી સ્થિતિ જોઇ, બિહારીએ એને હાથ પકડીને બેઠો કર્યો. અને કહ્યું:–“જરાક ધીરજ રાખો! આમ ઉતાવળા કેમ થાઓ છો? આવે ત્યારે જોજો.” એ બન્ને જણા આ પ્રમાણે વાર્તાલાપ કરી રહ્યા હતા, તેજ સમયે પ્રતાપચંદ્ર ફરવા જવાનું બ્હાને લઇને સુધામયી સુંદર વસ્ત્રાલંકારથી સુસજ્જીત કરીને ત્યાં આગળ લઇને આવ્યો, અને કહેવા લાગ્યો:–“જુઓ, મહાશય! આ રહી હમારી કન્યા.” એ સાંભળી પ્યારીલાલ સુધામયી છેક પાસે જઇને ઉભો રહ્યો. તથા એની અનુપમ રૂપ–માધુરી જોઈ, મોહિત થઇને બોલી ઉઠયો:–“કન્યા ઘણી સુંદર છે; હવે વિલંબ કરવાની જરુર નથી. કહો જોઇએ, કયો દિવસ ત્હમે નક્કી કરો છો? હર વખત હું હાજર છું.”

સુધામયી એ લોકોને જોઇ, પ્રતાપચંદ્ર ઉપર નારાજ થતી ત્યાં આગળથી સોડીયું વાળીને ઝટ ચાલી ગઈ. પ્રતાપચંદ્ર એની સામે જોઇને હસવા લાગ્યો. બિહારીએ કહ્યું:–“બસ, ચાલો; આપનું કામ થઇ ગયું. દિવસ નક્કી કરીને હવે હમને ખબર આપશો.”

“એ શું? જરા જલ–પાન તો કરતા જાઓ. મુરતીયાને ગળ્યા મ્હોં કરાવ્યા વગર કાંઇ એમને એમ જવા દેવાય?” એમ કહી, ઘણા આગ્રહપૂર્વક પ્રતાપચંદ્ર પ્યારીલાલને હાથ પકડીને અંદરના ખંડમાં લઇ ગયો.



# પ્રકરણ ૧૮.

## સન્દેહ.

*Our doubts are traitors,*
*And make us lose the good we oft might win.*
*Shakespeare.*

પ્યારીલાલનાં ડોશીમાને રસોડું તથા મોક્ષદાને ઘરઘરોટ સોંપીને, ગોપાળબાબુ ઘણાજ પ્રસન્ન થયા. મોક્ષદા ઘણી ચાલાક હતી. ઘરનાં સર્વ કામકાજનો બોજો ઉપાડી લીધાને આજે એને લગભગ ત્રણ માસ થવા આવ્યા હતા. આથી મોહિનીના એના ઉપર ચારે હાથ હતા. સુવર્ણો ફોઇનું એની આગળ એ પેટ ભરીને ભુંડું બોલતી, અને એને આપત્તિ જાળમાં કેમ સપડાવવી તે સારૂ નવી નવી યુકિતઓ ચર્ચતી. મોક્ષદા પણ ગોપાળબાબુ અને ગોવિન્દબાબુની વચ્ચે વિરોધ વધારવાની નિરન્તર ચેષ્ટા કર્યા કરતી. મોહિની કમલાના ઉપર રાત દિવસ બળ્યાં કરતી. સુવર્ણો ફોઇ ઉપર પણ એને ઓછો તિરસ્કાર ન હતો; કેમકે એ કમલાના પક્ષની હોઇ કમલાનેજ છત્ર છાયા કરતી હતી. એથી સુવર્ણોને ઝબડ ધક્કે લઇ નાંખવા મોક્ષદાને એ વારંવાર ઉશ્કેરતી. એક દિવસ બિહારીના કહેવાથી મોક્ષદા કમલા પાસે જતાં, ત્યાં એની સખ્ત ફજેતી થઇ હતી; સુવર્ણો ફોઇએ તો એને સ્પષ્ટ બજાવી દીધું કે ભૂલે ચુકે હવેથી કોઈ દહાડો આ ઘરને ઉમ્મરે પગ મૂકીશ તો ત્હારા બાર વાગી જશે. તે દિનસથી એણે કમલાની આશા તજી દીધી હતી અને ત્યાર પછી કદિ પણ એને ત્યાં પગ મુકવાની એની હિંમત ચાલી ન હતી. પરન્તુ ગોપાળબાબુના

ઘરમાં લગભગ ત્રણ મહિનાથી કામ કરતી હોવાથી, મોહિનીના ઉપર એણે જબરી ભુરકી નાંખી હતી. કારણ મોહિનીને હવે સલાહ આપનાર કોઇ રહ્યું ન હતું. ગોવિન્દચન્દ્ર મારફત ઑફિસનો સઘળો અહેવાલ જાણી ગોપાલબાબુએ ઓફિસને નવ ગજના નમસ્કાર કરી દીધા ગોવિન્દ બાબુએ મોટા સાહેબને જેમ તેમ સમજાવી ત્હેમની પાસેથી ગોપાળ બાબુની ત્રણ મહિનાની રજા મંજુર કરાવી હતી. ઓફિસનું સઘળું કાર્ય ગોવિન્દ બાબુએજ યશભેર ઉપાડી લીધેલું હોવાથી, મોટા સાહેબે એના અનુરોધને એ પ્રમાણે માન આપ્યું હતું. પરંતુ એટલા અલ્પ સમયમાં તો ગોપાળ બાબુએ સર્વ કામ કાજને તિલાંજલિ આપીને એક માત્ર દારૂનુંજ દાસત્વ સ્વીકારી લીધું હતું હવે એનું કશામાં મન લાગતું નહિ. સંસાર સુખ, બાલ બચ્ચાંઓની ચિન્તા—એ કશાનો એમને હવે ખ્યાલ રહ્યા ન હતો. શરાબજ ફક્ત એમનું સર્વસ્વ થઇ પડયો હતો. આરંભમાં મોહિનીએ એની એ લત છોડવવા બહુ બહુ પ્રયાસ કર્યો; પરન્તુ એ ભાઇ એકના બે ન થયા. મોહિની કોઇ કોઇવાર એના દારૂના શીશા સંતાડી દેતી. પરંતુ એથીયે કશો શુક્કરવાર સુધર્યો નહિ. મોહિનીનાં આવાં વર્તનથી, એ ત્હેના ઉપર નારાજ થઇ, એને ગાળોથી હવેરી કરી મૂકતો. આજે પણ મોહિનીએ એની શરાબની બોટલ છુપાવી દીધી હતી. ગોપાળ બાબુ કાંઇક કારણ સર બહાર ગયા હતા. તે પાછા ઘેર આવ્યા એટલે શરાબની તલબ થઇ આવતાં પોતાની બોટલ ખોળવા લાગ્યા. પરંતુ તેનો કયાંઇ પત્તો ન ખાધો, એટલે ભાઇ સાહેબ છેડાઇ પડયા:—" મોહિની આ વખત પણ પાછી ત્હેં મ્હારી બોટલ સંતાડી! લાવ, જલદી લઇ આવ, નહિ તો જોવા જેવું થશે. "

મોહિની:—" ના, અત્યારે શરાબ બરાબ પીવાનો છે નહિ! ત્હમારૂં હરી ફરીને એમાંને એમાંજ ચિત્ત દોડયાં કરે છે. ઘરમાં એક પૈસો તો છે નહિ. જે મળે છે તે બધું એ લતમાં ઉડાવી દોછો

છો. છોકરાં છૈયાંને પહેરવાને પૂરતાં કપડાં પણ નથી; ખાવાપીવાનો દાણો દુણી પણ બધો ખલાસ થઇ ગયો છે એ સઘળું લાવવાની વાતતો દૂર રહી, પણ આ તો 'સુથારનું મન બાવળીએ' તેમ તેમ રાત દિવસ શરાબજ શરાબ, બીજી કાંઈ વાતજ નહિ! હમણાં તો ઢીંચીને ગયા હતા ને?"

ગોપાળ:—"બસ, બહુ થયું, બંધ કર ત્હારો આ લાંબોલચવારો! હું ટેમ્પરન્સ સોસાઈટીનુ લેકચર સાંભળવા નથી આવ્યો, સમજી? ત્હારે જો મ્હારી સાથે રહેવું હોય તો હાજર કર મ્હારી બોટલ હમણાંને હમણાં લાવે. છે કે નહિ, લે બોલ?"

મોહિની:—"એતો મ્હારા હાથમાંથી પડીને ભાંગી ગઈ, તે હવે શી રીતે લાવું?"

ગોપાળ:—"ત્યારે મોક્ષદાને બે રૂપીયા આપ; એ એક બોટલ ખરીદી લાવશે."

મોહિની:—"મોક્ષદા પણ અત્યારે અંહિ નથી. રૂપીયા પણ બધા ભાર થઇ ગયા છે. મ્હેં તો ત્હમને તે દિવસેજ કહ્યું હતું કે થોડા થોડા પ્રમાણમાં સેવન કર્યાથી ઘણા દિવસ સુધી પહોંચશે. એ પ્રમાણે કર્યું હત, તો આજે પૈસાની આમ તાણા તાણ ન થાત. આતો ઑફિસ જવાનું પણ ઉજવ્યું છે, એટલે રાત દિવસ ઢીંચવા શિવાય બીજું કશું સૂઝતુંજ નથી."

"મોહિની! શું હું જાણી જોઈને એ પ્રમાણે કરૂંછું? ન થા, ન થા આવી ક્રૂર ન થા. હા, હું જ મૂર્ખ છું, પામર છું, અધમ છું. '**स्त्री बुद्धिः प्रलयावहा**'. ત્હારી સલાહથી મ્હેં જે અન્યાયી પગલું ભર્યું છે, તેથી મ્હારા અન્તઃકરણમાં અત્યારે પશ્ચાતાપની હોળી સળગી રહી છે. પ્રાણથી પણ અધિક પ્રિય મ્હારા નાના ભાઈને ત્હારા કહેવાથી મ્હેં જૂદો કાઢયો. સાક્ષાત્ દેવી જેવાં નાનાં ભાભી જે લક્ષ્મી સ્વરૂપે આપણા ગૃહ સંસારને ઉજ્જવલ બનાવી

રહ્યાં હતાં, ત્હેમનો પણ ત્હેં તિરસ્કાર પૂર્વક પરિત્યાગ કરાવ્યો; સુવર્ણા ફોઇ, પદ્મા માશી વગેરેને પણ વગરવાંકે ત્હેં તુચ્છકારી કઢાવ્યાં! મોહિની! મ્હારાં એ પાપનો બદલો હવે મ્હને મળી રહ્યો છે. એ લોકોને મ્હેં અલગ કરી દીધાં ન હત, તો શરાબ પીને ઘેર આવવાની મ્હારી કદી હિમ્મત ચાલી ન હત. એ લોકોને અલગ કર્યાથી તો મ્હારી અત્યારે આ અવસ્થા થઈ છે. લોકોને મ્હોં દેખાડતાં લજવાઇ મરૂં છું. જે ગોવિન્દનું અનિષ્ટ તાકીને, સાહેબની આગળ મ્હેં જુઠું સાચું ભેરવ્યું હતું, તેજ ગોવિન્દે અત્યારે ઢાલની માફક ધાઈ વળીને, સાહેબની પાસે ત્રણ મહિનાની મ્હને ચઢતે પગારે રજા અપાવી છે. કયાં મ્હારા ક્ષુદ્ર હૃદયની દુષ્ટતા અને મલિનતા, અને કયાં એના ઉદાર હૃદયની સાત્વિકતા અને ગંભીરતા? મોહિની! ત્હારી બુદ્ધિએ ચાલી, હું ગરદન મરાયો. આ પશ્ચાત્તાપની ધકધકતી આગમાં મ્હારૂં પાપી હૃદય ભડકે બળી રહ્યું છે. લાવ, મ્હારી બોટલ; શરાબ પીધાથી તો મ્હારી તબીયત ચાક થાય છે," એમ કહી ગોપાળચન્દ્રે જોરથી મોહિનીનો હાથ પકડી લીધો. મોહિનીએ ગુસ્સાભેર એનો હાથ તરછોડી કાઢયો, અને આઘે જઇને ઉભી રહીને કહ્યું:—"હા, એ તો હું બધી સમજી, પણ ભાઈ ભોજાઇ ઉપર જ્યારે આટલો બધો પ્રેમ ઉભરાઈ જાય છે, ત્યારે જાઓની ત્હમારાં ભાભી સાહેબનેજ ત્યાં! અંહિ શું કરવા રહો છો?"

એ સાંભળી ગોપાળ બાબુનો મગજ ફાટયો અને ત્હેણે ક્રોધ-પૂર્વક કહ્યું:—"શું બોલી? આજકાલ ત્હારી જીભને લગામજ નથી. છેકજ બ્હેકી ગઇ છે." એમ કહીને મોહિનીને જોરથી લાત મારી અને ત્યાંથી ચાલ્યો ગયો.

અત્યાર સુધી મોહિનીએ કદિપણ ધણીના હાથનો માર ખાધો ન હતો, તે આજે માર પડવાથી, એને બહુ લાગી આવ્યું અને મર્માહત થઇને ચિંતા કરવા લાગી:—"શું મ્હેં મ્હારા શ્વશુર પક્ષના

માણુસોને અલગ કરી દીધાં, તે આવો કડવો અનુભવ લેવાને માટે ? હાય ! એ પણ એક દિવસ હતો, કે પતિદ્વારા મ્હારો સહજ પણ તિરસ્કાર થતો, તો મ્હારાં સાસુજી તથા અન્ય વૃદ્ધ સ્ત્રીઓ, મ્હારો પક્ષ લઇને મ્હારૂં માન રાખવાનો એમને સદુપદેશ આપતાં; એમને પણ તેઓની શરમ પડતી; મ્હને કાંઇ કહી શકતા નહિ, તે આજે મ્હને લાત સુદ્ધાં લગાવી દીધી ! હું તો એકલી રહીને બધા પર રોફ ચલાવવાની હતી, પણ કરવા ગઇ શું ને થઇ ગયું શું ? હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ! મોજ માણવાની ઇચ્છાથી અલગ થઇ, તે આ દશામાં સબડવા માટે ! હા, પણ એ બધાંનું કારણ નાનાં ભાભીજ છે. છોકરાંઓને મ્હોંડે પણ એનાજ નામની માળા ! મ્હારીજ પ્રભાને મ્હારા કરતાં એની કાકીની પાસે રહેવાનું વધારે ગમે છે. આજે પણ એને મ્હોંએ કાકીમાનાં વખાણ મ્હાતાં ન હતાં. જ્યાં લગી એ ચૂડેલ જીવતી છે, ત્યાં લગી મ્હારો ભવ સુધરવાનો નથી. માટે એ કર્કશાનો કાંઇક ઘાટ ઘડાવો જોઇએ. ”

મોહિની આ પ્રમાણે વિચાર વમળમાં પડી ગઇ હતી, તે દરમ્યાન મોક્ષદા એની પાસે આવીને કહેવા લાગી:–“ ભાભી ! ભાઇજીને હમણાંજ દારૂવાળાની દુકાનમાં બેસીને દારૂ પીતા જોયા હતા. શું હજી આવ્યા નથી ? ”

મોહિની :–“ એની તો વાતજ જવા દે. હમણાં તો એનું કામ બાંકું થયું છે. જુએ છે તો ખરી કે રાત દિવસ એને એકજ ધુન લાગી રહી છે. બસ પી, પી ને પી, ઘરમાં શું થાય છે, શું નહિ તેની તો જરી દરકાર પણ નહિ. મ્હેં એમની શરાબની બોટલ છુપાવી હતી, તેથી તો–” મોક્ષદાએ એને અધવચ અટકાવીને કહ્યું:–“ ભાભી ! ત્હમે બહુ સારૂં કર્યું ! રાત દિવસ દારૂજ પીયાં કરવો, એ કાંઇ સારી વાત છે ? આટલા દિવસ તો મ્હેં

ત્હમને કહ્યું નથી, પણ આજે તો કહ્યા વગર નથી રહેવાતું–એ એક વેશ્યાને ઘેર જાય છે. કેવા માણસ છે! ત્હમારા જેવી સુન્દરીનો દગો દઇને, કાળી કુબડી વેશ્યાને ત્યાં જાય છે! કેવા બેકદર અને બેવફા માણસ છે! ઘરનું ઘેબર છોડીને બહારનાં કુસકાં સંગ્રહે છે. બધા મરદો કાંઇ એવા હોય છે? પણ આપણા શેઠને કોણજાણે આ શી–લત લાગી છે કે ત્હમારા જેવી અપ્સરાનો ત્યાગ કરીને કાળી કુબડી એક નીચ વેશ્યાની પાછળ આટલાં ઘેલાં કાઢે છે!"

મોહિનીઃ–"બરાબર છે; એટલા માટેજ આજકાલ એમને મ્હારી બીલકુલ લાગણી કે દરકાર નથી. રાતના મોડા મોડા આવે છે. હા, પણ મોક્ષદા ત્હને એ વાતની ખબર શી રીતે પડી?"

મોક્ષદાઃ–"અરે ભાભી! શું કહું ત્હમને? કહેતાં જીભ ઉપડતી નથી. તે દિવસે સાંજુકા પહોરના હાથમાં શરાબની બોટલ સાથે બાબુજીને એક મકાનમાં ઘુસતા જોઇને, મ્હારા મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તે દિવસથી મ્હેં એમનો પીછો પકડ્યો છે.

એમની બધી હીલચાલની હું નોંધ રાખું છું. પણ કેમ બોલ્યાં નહિ, ભાભી! ત્હમારા જેવી સુન્દરી ઘેર હોવા છતાં, બાબુજી આમ બારણે ભટકે, એ કાંઇ ઓછા દુઃખની વાત છે?"

મોહિનીઃ–"વારૂ, મોક્ષદા! જતા હોયનો જવાદે; એમાં હું શું કરવાની હતી? આટલી ધમાલ કરીને બધાથી જુદી નીકળી ત્યારે એ પોતેજ આવા થઇ ગયા! છોકરાં છૈયાં પણ મુઆં મ્હારા કરતાં કાકીની પાસે વધારે રહે છે."

મોક્ષદાઃ–"છોકરાંઓની વાત જવા દો; એમનું કાંઇ ધોરણ છે? એ તો ઘડીમાં અહિં રહે, ને ઘડીમાં ત્યાંયે રહે. પણ બાબુજી–નીજ વાત કરોને. ત્હમારે શું આમ ભર જુવાનીમાં લાત જુના–બાઇને ઓશીયાળો અવતાર કાઢવો છે?"

મોહિનીએ આંસુ લુછતાં લુછતાં જવાબ દીધોઃ—" શું કરું ? એ મરદ છે, ચાહે તેમ કરી શકે; આપણે રહ્યાં બઈરાં માણસ, લાત જુતા ખાધા વગર બીજો શો ઈલાજ છે ? "

મોક્ષદાઃ—" રોશો નહિ, ભાભી ! મરદ હોવાથી કાંઈ આકાશના દેવ બની ગયા ? હું ખરું કહું છું કે હું ગરીબ દુઃખી છું તેથી શું થઈ ગયું ? મ્હારા વર જો મ્હારા પ્રત્યે આવું વર્તન રાખતા હત, તો મ્હેં તો કયારનુંયે એમને ઝાડું આપી દીધું હત, અને એની જગ્યાએ બીજો ખોળી કાઢયો હત."

મોહિનીએ એ સાંભળીને જરાક મ્હોં મલકાવીને કહ્યું:—" છટ્, જા જા ઘેલી ! ત્હારા મનથી વર બધા વાટમાં પડયા છે, તે ઝટ કરતો કે બીજો મળી જાય, કેમ ? "

મોક્ષદાઃ—" એમ જોવું છે ? ત્હમારી ઇચ્છા હોય તો હમણાં એક રંગીલો જુવાન ત્હમારી આગળ હાજર કરી દઉં. "

મોહિનીઃ—" વારૂ, પણ મોક્ષદા ત્હને એક વાત ખાસ કહેવાની છે. નાની ભાભી મ્હારા કરતાંયે વધારે દેખાવડાં છે; એનું મ્હોં તો આખો દહાડો ગુમાનમાં ને ગુમાનમાં. તું એનો [illegible] ઉતારીશ, તો હું ત્હને મોટું ઇનામ આપીશ. "

મોક્ષદાઃ—" એ કામ મ્હારાથી થાય એવું નથી; એવી ચેતેલી વાઘેણને કોણ જગાડે ? બધી દાસીઓ રાત દિવસ એના ખડી ચોકી કરે છે. અરે, શું કહું ત્હમને ભાભી સાહેબ ! એક દિવસ એને ઘેર જઈ એની સાથે સાધારણ વાત કરતી હતી. તેટલામાં ત્હમારાં [illegible] ખાઉં ખાઉં કરતાં ત્યાંથી આવ્યાં અને મ્હને ધમકાવવા લાગ્યાં—' ઘરમાં [illegible]; ભાભી સાથે લવારકા કેવાં કરવાનાં ? નીકળ અહીંથી '—તે મ્હારાથી એના ત્યાં જવાય તેમ છેજ નહિ; હું જાઉં તો મ્હારા બાર વગાડી નાંખે. "

મોહિની:—" શું કહે છે ? આટલું બધું અભિમાન ? ત્હેં કાંઇ જવાબ દીધો કે નહિ ? "

મોક્ષદા:—" શું જવાબ દઉં ? ભાભી ! હું તો મ્હારે ચૂપચાપ ચાલી આવી. ગમે તેમ, હવે લાગ જોઇ એનો પણ એક દિવસ બદલો આપીશ. હા, પણ સાંભળો ! મ્હારે એક વાત કહેવાનીછે. હવે ત્હમે કાંઇક સમજણાં થાઓ, તો સારી વાત છે. આવા દારૂડીયા ધણી પાસેથી સુખની આશા છોડી દો; મ્હારા જેવી દાસી છે, પછી ત્હમને શું દુ:ખ છે ? ત્હમે આમ ધબાધબ માર ખાઓ, એ મ્હારાથી તો ખમાતું નથી. મ્હારી ઇચ્છા તો એવી ખરી કે ત્હમે મોજમાં અમન ચમન કરો. " મન ચંગા, તો કથરોટમાં ગંગા." તે દિવસે ગંગા કિનારા પર રૂપનગરના જમીનદારના છોકરાએ ત્હમને જોયાં હતાં; ને ત્હમારાં રૂપનાં કેટલાં બધાં વખાણ કરતા હતા ? એ તો એમ પણ કહેતા હતા કે મ્હને જો આવી સ્ત્રી મળી હોય તો હું તો હંમેશાં છાતીપર ને છાતીપરજ રાખું. આંખ આગળથી જરી પણ અળગી ન કરૂં. "

મોહિની:—" ગંગા કિનારે એણે મ્હને કયારે જોઇ ? ત્હારી જોડે વાત કરવા એ કયાં આવ્યો ? "

મોક્ષદા:—" ગ્રહણને દિવસે આપણે નાહવા ગયા, ત્યારે એમણે ત્હમને દીઠાં હતાં. મ્હારે એમની સાથે જૂનું ઓળખાણ છે; અગાઉ એમને ત્યાં થોડોક વખત મ્હેં કામ પણ કર્યું હતું. "

મોહિની:—ત્યારે તો મ્હારા જેવાને માટે ગંગા સ્નાન કરવા જવું પણ યોગ્ય નથી. વખતે કોઇ પણ પ્રકારે કોઇની નજરે પડાય. કોઇના મનમાં કેવું હોય, તેની શી ખબર ? "

મોક્ષદાએ પ્રત્યુત્તર વાળ્યો:—" કોઇના મનમાં કાંઇ હોય, તો તેમાં આપણને નુકશાન શું છે ? ત્હમે તે વાતની ચિન્તા ના કરો ! અહા ! પણ પ્રતાપ બાબુના જેવા ભલા સજ્જનો ભાગ્યેજ મળી

આવે છે. એનું જેવું રૂપ છે, તેવીજ સંપત્તિ છે. બાયડી એકવાર મરી જવા બાદ ફરી એમણે લગ્ન કર્યું નથી. ત્હમને પ્રાપ્ત કરીને એ કેટલા પ્રસન્ન થશે, તેનો ખ્યાલ કરો. ત્હમને સુન્દર અલંકારથી મઢી દેશે. પોતાની વહુની પેઠે રાખશે. એમને કહીને, આપણે નાનાં ભાભીનો ઘાટ ઘડાવીશું. પ્રતાપ બાબુ તો ત્હમારા દાસ થઈને રહે તેવા છે. જરા વિચાર કરો ! એવું અનુપમ સુખ છોડી, ત્હમારે શું આવા દારૂડીયાના હાથનો માર ખાવો ઉચિત છે ? આજ કાલ એમની સ્થિતિ કેવી છે ? ત્હમારા તરફ એ કેટલા બધા બેપરવા બની ગયા છે ? એમાંથી વખતે ખૂનખરાબી થવાનોયે પ્રસંગ ઉભો થાય નહિ તેની શી ખાતરી ? ત્હમે તો મ્હોં વકાસીને એની સામું જોઈ રહ્યાં છો, અને એ તો પેલી છછુન્દરીની સંગાથે મોજ ઉડાવી રહ્યા છે. પહેલાં એકલું શરાબનુંજ વ્યસન હતું, તેથી ખર્ચ ઝાઝો થતો ન હતો. હવે આ લફરૂં પણ તેમાં ઉમેરાયું, એટલે ત્હમારે કડાકા કરવાનો પ્રસંગ આવી લાગ્યો છે. ”

મોહિનીએ એની વાત ખરી માની, હૃદયના આરાધ્ય દેવ, પોતાના જીવનના સર્વસ્વ–સાર પરમ ગુરૂ પતિ પ્રત્યે સન્દેહ પરવશ થઈ મનમાં ને મનમાં મુંઝાવા લાગી: થોડીક વાર પછી મોક્ષદાને સંબોધીને બોલી:–“ મોક્ષદા ! તું શું કહી રહી છે ? ત્હારી વાત મ્હારા સમજવામાં ન આવી, બરાબર. એ પ્રતાપ બાબુ કોણ છે ?”

મોક્ષદાએ સ્મિત હાસ્ય કરી કહ્યું:–“ એ એક મોટા જમીનદાર છે. મહાશ્રીમંત છે, હું ત્હમને એક દિવસ એના બગીચામાં લઈ જઈશ. કેમ રાજી છો ? ”

મોહિની:–“ એમ તે કાંઇ થઇ શકે ? ”

મોક્ષદા સમજી ગઈ કે, ઔષધિ ધારેલી અસર કરી શકી છે. એથી વાકયાડંબર કર્યા વગરજ એણે ખુલાસો કર્યો:–“ કામજ થશે, જુઓ તો ખરાં ! હું તેને માટે બધી વ્યવસ્થા કરી દઈશ. બાબુજી

ને કોઈ પણ બ્હાને રોકી રાખીશું; નહિ તો ત્હમે એમને શરાબ પાઈને ચકચૂર બનાવી દેજો. ન માંગે તો પણ ગલાસમાં રેડી રેડીને ખૂબ પીવડાવ્યાં કરજો; ખૂબ શરાબ પીને કાંતો એ એમની રાંડને ત્યાં ચાલ્યા જશે, અગર બેહોશ થઇને પડી રહેશે. એટલામાં આપણે આપણું કામ પાર પાડીને પાછાં ચાલ્યાં આવીશું. ”

એની બનાવટી વાતો આગળ મોહિનીને તેટલી ક્ષણને માટે તો આત્મભાન રહ્યું નહિ. મોક્ષદા આટલાં બધાં ધરાં પરાં કેમ કરે છે, તથા એમ કરવામાં કાંઇક ગુપ્ત હેતુ સમાયેલો હોવો જોઇએ, એવો વિચાર સરખો પણ મોહિનીને તે વખતે સ્ફુર્યો નહિ.

મોહિની એ વખતે પોતાના કુટુંબની એક માત્ર અધિકારિણી હતી. હવે એને કોઇ સલાહ આપનારું પણ રહ્યું ન હતું. હરી ફરીને મોક્ષદાનું મ્હોડું જોવાનું રહ્યું હતું. જે કુટુંબમાં મોહિની જેવી ઉચ્છૃંખલ રમણીના હાથમાં સ્વરાજ્યની લગામ છે, ત્યાં મોક્ષદા જેવી કુલટા સ્ત્રીઓ પોતાનું ધાર્યું કરવામાં ફાવી શકે, એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી. ગોપાળચન્દ્ર ચિત્તની દુર્બલતા ને લીધે, ભાઇથી જુદા થઇને મોક્ષદા જેવીને આશ્રય આપવાનું જે વિષ-બીજ વાવ્યું હતું, તેનું વિષ-મય ફળ એમને બરાબર ખસતા કર્યા વગર રહે ખરું ? કુસંગ અને કુસંપે આપણી સમાજની અને આપણા દેશની કાંઇ ઓછી પાયમાલી કરી છે ? પણ હજી આપણી આંખો ક્યાં ઉઘડે છે ? ભ્રાતૃ વિરોધ ને ગૃહવિચ્છેદ જ આપણી અવનતિનું મૂળ કારણ છે, આપણી જાતિના નાશ થવાનું મુખ્ય કારણ પણ એ જ છે. ભ્રાતૃ ભાવના અભાવથીજ આપણે પરાધીનતાની શૃંખલામાં જકડાયા, પરન્તુ એ વાતનો સ્વપ્નામાં પણ કોઇ ખ્યાલ કરતું નથી.

— ✿ —

# પ્રકરણ ૧૯

## ડોશાનાં લગ્ન.

*Love rules the court, the camp, the grove,*
*And men below, and saints above,*
*For love is Heaven, and Heaven is love.*
*Sir Walter Scott.*

ઘડપણમાં ફરી પાણિગ્રહણ કરવાની ઇચ્છાથી પ્યારીલાલ આજ ત્રણ ચાર મહિનાથી બિહારી અને નનીલાલના હાથમાં દોરી સંચાનું પૂતળું બનીને એમના નચવ્યા નાચી રહ્યા છે. એ બન્ને જણાના મ્હોડામાંથી નીકળતા બોલે બોલ એ ઘરડો ધુવડ જીલબ્બે કરીને ઝીલી લેતો. વિશેષતઃ એ પ્રતાપચંદ્રની રખાત, ખુબસુરતીની ખાણ જેવી સુધામયીને જોઇને મીણની માફક પીગળી ગયો હતો. અને ત્હેની સાથે પરણવાની ઇચ્છાથી એ બન્ને દારૂડીયાઓની આટલી ગુલામગીરી ઉઠાવતો હતો. નનીલાલ અને બિહારી સુધામયીના નામ પર એની પાસે પેસા ઓકાવી પારકે પૈસે પરમાનંદ કરતા હતા. આજે પણ એ પ્રમાણે રામ નામે પત્થર તરાવવાના હેતુથી બિહારી અને નનીલાલ એને એકાન્તમાં લઈ જઈને આડું અવળું સમજાવતા હતા. તે વખતે સંધ્યા કાળ વીતી ચુકયો હતો.

વસંતનો ધીર સમીર મન્દ મન્દ વાઇ રહ્યો હતો. આખો દિવસ આહારાન્વેષણમાં વ્યસ્ત રહી, પશુ પક્ષી સમુદાય પોત પોતાના મુકામ તરફ પાછો ફરતો હતો. કોઇ સ્થળે વૃક્ષશાખા ઉપર બેસી કોકિલ કોકિલાની સાથે સપ્રેમ સંભાષણ કરીને પોતાના કુહુ કુહુ રવથી વનસ્થલીને પ્રતિધ્વનિત કરી રહ્યો હતો. એથી વિયોગિ

જનોની વિરહ વેદનામાં વિશેષ ઉમેરો થતો હતો. આકાશમાં જ્યોત્સ્ના સ્મિત કરી રહી હતી. સુનીલ ગગનમાં અસંખ્ય તારાઓના ઝુંડથી વીંટળાઇ વળેલા ચન્દ્રમા પોતાના પ્રભુત્વનો પ્રકાશ પાથરી રહ્યા હતા. એ સમયે અંતરના ઉમળકાથી એક પ્રેમ–પૂર્ણ ગીત ગાતી ગાતી મોક્ષદા ત્યાં આગળ આવી પહોંચી. મોક્ષદાને જોઇને બિહારીએ પ્રીતિ પૂર્ણ ચિન્તે પ્રશ્ન કર્યો:–"અહો ! આજ તો કાંઈ બહુ કળી ખીલી છેને ? કેમ શા સમાચાર છે ?" મોક્ષદાએ એના પ્રશ્નનો કશો ઉત્તર આપવાને બદલે ફરી એક ગીત ગાવા માંડ્યું. એક વખત મોક્ષદાએ સંગીત વિદ્યામાં ઘણી કુશળતા મેળવી હતી. યૌવનાવસ્થામાં ઘરબ્હાર તજી, ત્હેણે એક શ્રીમન્ત શેઠીયાની સાથે રહીને ગાવા વગાડવાની તાલીમ લીધી હતી. નારીને ચંચલ બનાવનારૂં યૌવન ચિરસ્થાયી રહેતું નથી. પવનની લહેરોથી જેના મોજાં ઉછળી રહ્યાં છે, એવા: સમુદ્ર કિનારા ઉપર આવેલા રેતીના મકાનનું સ્થાયિત્વ જેવું અનિશ્ચિત છે, તેટલુંજ એ ક્ષણભંગુર છે. મોક્ષદા યૌવનમદમાં મત્ત બનીને, જેના આશ્રય નીચે આનંદને કલ્લોલમાં રમમાણ થઇ રહી હતી, તે સુખના દિવસો એના યૌવનનાં વહી જવાની સાથેજ વહી ગયા. યૌવનથી વંચિત થતાં એના યૌવનના ભોગી પ્રિયતમે એનો પરિત્યાગ કર્યો. જેવી રીતે થાક તેમજ તરસથી આકુળ વ્યાકુળ બનેલો મુસાફર કોઈ વિશાળ મેદાનમાં જલાશય જોઈ, ઘણી આતુરતાથી તેમાંહેથી યથેષ્ટ જલપાન કરીને ચાલ્યો જાય છે અને પછી તે જલાશયની તરફ પાછું ફરીને જોતો નથી; જેમ કોઇ સુવિસ્તીર્ણ સરોવરને વિષે સુન્દર કમલિની ખીલતાં, મધુલોભથી મત્ત થઈને અસંખ્ય મધુકરો ત્હેની છાતી, આંખ, મુખ વગેરે સ્થળ પર બેસી, ત્હેની આસ પાસ ગુંજારવ કરતા કરતા મધુરસ પાન કરીને ઉડી જાય છે, અને ફરી પાછા તેના પ્રતે કદી દ્રષ્ટિપાત સરખો કરતા નથી; જે પ્રમાણે કોઇ

મનુષ્ય બગીચાને વિષે ખીલેલા ગુલાબની મન પ્રાણ વિમોહિત કરનારી સુગન્ધથી આકર્ષાઇને ત્હેને વૃક્ષ પરથી તોડી લઇને ચાલ્યો જાય છે, તથા કુસુમ—શૂન્ય વૃક્ષના પ્રત્યે નજર સરખી નાંખતો નથી; તેજ પ્રમાણે મોક્ષદાના પેલા શ્રીમંત પ્રિયતમે ત્હેના યૌવન—સ્વરૂપની માધુરીનો યથેષ્ટ ઉપભોગ કરીને ત્હેને તજી દીધી હતી. મોક્ષદાએ બીજીવારનું ગીત સમાપ્ત કરીને કહ્યું:—"કેમ ભાઈ બિહારી! ગાયન સાંભળીને નારાજ તો થયા નથીને?"

બિહારી:—"અરે વાહ! ત્હમે તો મ્હારા માથાના મુગટ છો; ત્હમારા ઉપર કાંઇ નારાજ થવાય? એ વાત જવાદો, હવે આપણું કામ ક્યાં લગી આવી પહોંચ્યું છે, તે કહો. એટલે બસ ખલાસ ખુશી ખુશી."

મોક્ષદા:—"એમાં કહેવા જેવું રાખ્યુંજ નથી, કામ ફતેહ કર્યું છે, પણ ભાઈ! મહેનત બહુ પડી છે, હોં!"

નનીલાલ:—"વાહ, બીબી જાન! ત્હમે તો હમારી સિધ્ધેશ્વરી દેવી છો. આવા કામની પુરી માહીતગાર, મહા ચાલાક છો. પણ શી યુકિત કામે લગાડી છે તથા તેને પહોંચી વળવા આપણે શું શું કરવું પડશે, તે તો કહો."

મોક્ષદા:—"હવે કાંઇ કરવાનું બાકી રહ્યું નથી, કાલે એને બગીચામાં લઈ જવાની છું. સમજાવી પટાવીને મહા કથાવટે એને રાજી કરી છે. થોડાં ઘણાં ઘરેણાં પણ આપ્યાં છે, હવે ક્યાં છટકવાની હતી? હા, પણ ત્હમે લોકો ગોપાળબાબુને ગમે તેમ કરીને રોકી રાખજો. તેમ કરશો નહિ, તો બધો ઘાટ બગડી જશે. હું ત્હમને એ ખબર આપવાનેજ આવી છું."

બિહારી:—"ઘણું સારૂં! હમે લોકો ગોપાળબાબુને રોકી રાખીશું. હમે પાછી એની સાથે ગાઢ મૈત્રી કરી દીધી છે. અત્યારે એ હમારા દીલજાન દોસ્ત બની ગયા છે."

"વારૂ હું પ્રતાપબાબુને ખબર આપીને એમની પાસેથી ઇનામની જોગવાઇ કરૂં. જુઓ ! આપણા બુઢ્ઢા કવિરાજ પણ આવી પહોંચ્યા. હું હવે જાઉં છું. મ્હને અંહી આવેલી જોઇને, એમને નકામો શક પડશે. એમ કહી મોક્ષદા ત્યાં આગળથી ચાલી ગઇ. ત્યારબાદ નનીલાલે કહ્યું:—"ચાલો, હવે કામ પાર પડવાની કાંઇક આશા રહે છે; પ્રતાપ બાબુ પાસેથી ભારે રકમ વસુલ કરવાની છે, અને પ્યારીલાલ તો આપશેજ, તેમાં શક જેવું કાંઇ નથી."

નનીલાલની વાત સાંભળી, બીહારીએ ત્હેને ચૂપ રહેવા સૂચવી કાંઇક આગળ વધીને પ્યારીલાલનો હાથ પકડી લીધો, અને ત્હેને એકાન્ત સ્થળમાં દોરી લઈ ગયો. ત્યાં આગળ બન્ને જણા આવી પહોંચ્યા એટલે, પ્યારીલાલે પૂછ્યું:—"કેમ ભાઈ! લગ્નની તૈયારી કયાં લગી આવી પહોંચી છે ? હવે એમાં વિલંબ કરવો ઉચિત નથી. 'शुभस्य शीघ्रम्, अशुभस्य कालहरणम्' આવા શુભ કાર્યમાં વળી ઢીલ કેવી ? ગમે તેમ કરી, એક દિવસ નક્કી કરી દો; પિતરોને તૃપ્ત કરવાની વ્યવસ્થા થઈ જાય, એટલે મ્હારા જીવને નીરાંત થાય."

બિહારી:—"મ્હેં તો ત્હમને કયારનો ખુલાસો કરી દીધેલોજ છે, કે આ વખત રોકડા બસો રૂપીયા હાથ ખર્ચને માટે લીધા વગર કન્યા લગ્નની વાત કરવાની નથી. કન્યાના બનેવીને જો કે એ વાતની ખબર નથી. એ તો ત્હમને કન્યાના અંગ ઉપર જે ઘરેણાં છે, તે સઘળાં કન્યા દાનમાં આપી દેવાના છે. પરંતુ લગ્નનો દિવસ નક્કી કરવા સારૂ ત્હમારે કન્યાને ખુશબખ્તીના એટલા બસો રૂપીયા તો આપવા પડશે. તોજ કન્યા પરણવાની ત્હમારી સાથે હા પાડે તેમ છે; ત્હમે બૈરાંઓની હઠ તો જાણો છોજ."

પ્યારીલાલ:—"અરે ભાઇ! એ હઠ તો મહા ભયંકર, ન પહોંચી વળાય તેવીજ ! અગાઉ મ્હેં બે વાર લગ્ન કીધાં હતાં, પણ તે વખતે તો કોઇએ રૂપીયાની માંગણી કરી ન હતી. આ ત્હમે શું

તોપ મારો છો ? ભાઇ ! આ તો મ્હારે ન છૂટકાનું પરણવાનું છે. મોજ મજાને ખાતર લગ્ન કરવાનાં નથી; કેવળ પિતૃઋણમાંથી મુક્ત થવા પૂરતોજ શ્રમ લેવો પડે છે. ”

નનીલાલ:–“ એ લગ્ન અને આ લગ્નમાં જમીન-આસમાનનો ફરક છે. તે વખતે તો ત્હમારામાં રૂપ, યૌવન, શકિત, સામર્થ્ય એ કશાની ઉણપ ન હતી; અને અત્યારે તો કાળાનાં ધોળાં થયાં છે. આમ આફત છે, બાપુ ! મામલો ગંભીર છે. મુંગે મ્હોંઢે હા ભણી દેવામાં સાર છે, નહિ તો પછી લક્ષ્મી ચાંલ્લો કરવા આવી હોય, ત્યારે મ્હોં ધોવા જવા જેવું થશે. વિચાર કરવા જેવું કામ છે, આપણે તો ખરી કહેવાના. ”

બિહારી:–“ પણ એમાં ત્હમને હરકત જેવું શું છે ? પરણતા પહેલાં તો વળી થોડો ઘણો ખર્ચ કરવો પડે. ‘ પરણી બેઠો પાટ, પછી ત્હેને શી ઉચાટ ? ’ પછી ત્હમારી પાસે કોણ માંગવાનું છે ? ત્હમે પણ એક મોટા માણસ બની જશો. ”

પ્યારીલાલ:–“ વારૂ, ત્યારે ત્હમે લોકો એમજ કહો છો તો હમણાં આ પચાશ રૂપીયા લ્યો. વધારેની હાલમાં સવડ નથી; બે દિવસ પછી આપીશ. અહા ભાઇ ! શું કરીએ ? પિતરોને ઠારવા (નહિ કે ઠાર કરવા) ખાતર મ્હારે આમ ખળકાબંધ ખરચ કરવો પડે છે.”

બિહારીએ આતુરતાથી તે રૂપીયા લઇને કહ્યું:–“ એ તો યોગ્યજ છે. પરણ્યા વિના ત્હમારો સંસાર કેવી રીતે ચાલવાનો હતો ? “ સ્ત્રી વિના કહેવાય સૂનો સંસાર; રહે પડ્યું પાછળ તે પિત્રાઇ ખાય. ” ત્હમને કશલી પાણી કોણ પાશે, બાયડી વગર ? ત્હમે થાકયા પાકયા આવ્યા હશો, તેવા વખતે શરીર ઉપર બાયડી શિવાય બીજા કોનાથી હાથ ફેરવી શકાવાનો હતો ? ‘ લલાટે રાખ હસ્ત ત્હારો, પછી આ તાવ પણ પ્યારો; ’ ખરી વાત છે કે નહિ, ભાઇ ? ”

પ્યારીલાલ:–" જીવતા રહેજો; પરમાત્મા ત્હમારૂં કલ્યાણ કરશે. ભાઈ! ત્હમે મ્હારો કેસ બરાબર સમજ્યા છો. ત્હમે તો મ્હારા વૈદ્યના પણ આબાદ વૈદ્ય નીકળ્યા! મહોલ્લાવાળા લુચ્ચા છે, આમાંનું કશું સમજતા છે નહિ, ને કેવળ મ્હારી નિન્દાજ કર્યાં કરે છે."

બિહારી:–" ભૂલે ચૂકે પણ ત્હમે કદી એ લોકોને આ વાત કહેશો નહિ; નહિ તો બધી બાજી બગડી જશે. એ અદેખા લોકો આપણું કામ ચહેરી નાંખશે. ગોપાળ બાબુએ મ્હારા અગાઉના અપરાધને માટે મ્હને ક્ષમા બક્ષી છે. તે દિવસે હમારી સાથે બેસીને એમણે શરાબ પણ પીધો હતો. હમે લોકોએ બહુ કાલાવાલા કરીને હમારા પહેલાંના કસુરની માફી મેળવી લીધી છે."

પ્યારીલાલ:–" મ્હેં પણ એની આગળ ત્હમારી બહુ સીફારસ કરી હતી; એમણે પણ ગઈ ગુજરી વીસરી જવા જણાવ્યું હતું. મ્હારા ધારવા પ્રમાણે અત્યારે એ ત્હમારા ઉપર નારાજ નથી. હવે ત્હમારે એમની સાથે સારો બનાવ રહેશે. એ પણ સખ્ત દારૂડીયા બની ગયા છે. કાલે રાત્રે ખૂબ પીને મુડદાની માફક પડી રહ્યા હતા. એ વખતે ચોર એના ઘરમાં ઘુસીને ઘરેણાં, રોકડા રૂપીયા વગેરે જે હાથમાં આવ્યું તે એની ગફલતીનો લાભ લઈને ચોરી ગયા. અત્યારે એ શોકના ઉન્માદમાં હૈયાસૂના બની ગયા છે, અને ગમગીની ઘટાડવા રાત દિવસ ઉપરા ચાપરી ગલાસ પર ગલાસ ઉડાવ્યા જાય છે."

બિહારી:–" એમ? ત્યારે તો ચાલો; આપણે એકવાર એમને મળી આવીએ. કન્યાને પણ રૂપીયા આપવાના છે; ત્હમારૂં આ લગ્ન જલદી થઈ જાય તો મ્હારો છુટકારો થાય."

પ્યારીલાલઃ—"હા, ભાઈ! કૃપા કરી જેમ બને તેમ જલદી મુહૂર્ત લેવડાવજો; મ્હારો જીવ એ કન્યામાં ભરાયો છે; દવાખાનામાં એકલા બેસી રહેવા છતાં, આંખ આગળ એનીને એનીજ મૂર્તિ રમ્યાં કરે છે."

બિહારીઃ—" એ તો કુદરતીજ છે, એમ ન હોય તો નવાઈ જેવું કહેવાય. જેનું અહોભાગ્ય હોય, ત્હેનેજ એવી કન્યા મળી શકે. ગમે તેમ, પણ ત્હમે ભાગ્યશાળી તો ખરા."

પ્યારીલાલઃ—"એમાં દૈવી સંકેત છે, બિહારી! પરમાત્માનીજ ઇચ્છા એવી હશે. હા! હવે પિતૃઋણમાંથી હું છુટો થઈ શકીશ ખરો!"

બીહારીઃ—" ખરૂં છે. હવે ગોપાળ બાબુને મળીને કાલની ચોરીના સમાચાર લઇ આવું."

"હા, હા, સારી વાત છે;" એમ કહી નનીલાલ, પ્યારીલાલને લઇને, બિહારી સાથે ત્યાંથી અન્ય સ્થળે કુચ કરી ગયો. વાંચકોને કહેવું નહિ પડે, કે પ્યારીલાલ પાસેથી લીધેલા બધા રૂપીયા, એ બન્ને ગોઠીયા મળીને હજમ કરી ગયા. લોભીયા આગળ ધુતારા કદી ભૂખે મરતા સાંભળ્યા છે?



# પ્રકરણ ૨૦



## ત્હમે કોણ છો ?

*'Tis the divinity that stirs within us,*
*'Tis heaven itself that points out an hereafter,*
*And intimates eternity to man.* *Addison.*

"હવે બાબુજી ! આપ પેલા ડોસાનાં લગ્ન કરાવી આપો તો સારૂં થાય, નહિતર ગોપાળબાબુની પાસે જઇને આપણી કાંઇ વાત ભણી દેશે, ને પછી આપણું કામ બધું બગડી જશે."

"પરણાવી દેવામાં વાર કેટલી લાગવાની હતી ? આજે મન પર લીધું હોય, તો કાલે લગ્ન ! સુધામયીને મ્હેં એકવાર એ સંબંધી સૂચના તો કરી હતી; પણ એ કાંઈ એમ વગર મહેનતે કબૂલ થાય તેવી નથી, છળથી, બળથી કે કળથી ગમે તેમ કરીને એને પરણવાની ફરજ પાડવી પડવાની. પણ એને માટે, મોક્ષદા ! તું ચિન્તા કરીશ નહિ; ત્હેં પેલીને ઘરેણાં પછી આપ્યાં કે નહિ ? હવે એ રાજી થઈ હશે."

"હાજી. આજે હું એને આપના બગીચામાં લઇ આવીશ. આપ ત્યાં આગળ હાજર રહેજો."

"ઘણું સારૂં; હવે મ્હારા જીવને નીરાંત થઇ. આજે એક વખત એ અહીં આવી ગઇ એટલે પછી સદાને માટે મ્હારીજ થઇ જવાની. સુધામયીને સમજાવી પટાવીને પ્યારીલાલની પ્યારી બનાવી દઇશું. ગોપાળબાબુની સ્ત્રીનું નામ શું છે ?"

"મોહિની! અરે, જેવું મોહિની નામ છે, તેવી એની મૂર્તિ પણ મનમોહિની છે! એને જોઇને, આપ સુધામયીને જરુર ભુલી જશો." પ્રતાપચન્દ્રની મેડીમાં આ પ્રમાણે મોક્ષદાની મસલત ચાલી રહી હતી, તે સમયે બિહારીની સ્વારી ત્યાં આગળ આવી પહોંચી. એને જોઈ, પ્રતાપચન્દ્રે પ્રશ્ન કર્યો:—"કેમ! શું ખબર લાવ્યા છો? ગોપાળબાબુને કયાં રોકી રાખવાનું નકકી કર્યું તે તો કહો."

બિહારીઃ—"એને પેલી કુમુદિનીને ઘેર બેસાડી આવ્યો છું. નનીલાલ એની જોડે છે. પહેલાં તો એ વેશ્યાને ત્યાં જવા ના પાડતો હતો. મ્હને સારી પેઠે ખબર હતી, કે શ્યામબાબુના બન્ને દીકરા ભલા માણસ છે. પરન્તુ એમના મરણ બાદ કોણ જાણે કેમ ગોપાળબાબુ અવળે રસ્તે ચઢી ગયો. મોટી નોકરી મળી એટલે ગર્વથી ફુલાઇને છાનાં છુપાં શરાબ પીવાનું એમણે શરૂ કર્યું. તેથી એમની અત્યારે આ દશા છે. નાનો ભાઇ અલબત રસ્તાસર છે; તંબાકુ સરખો તે પીતો નથી. એને જૂદો કાઢીને ગોપાળ ખરાબ ખસ્તા થઇ ગયો. ગોપાળને મ્હેં અત્યારે ત્યાં મોકલી આપ્યો છે. તેડી લાવવાનો પ્રબંધ કરું છું; ત્રણ વાગવા આવ્યા છે."

પ્રતાપઃ—"હા, ભાઇ! એ ખરું કહે છે. શ [illegible] જ એકલો બસ થશેને? જરૂર હોય, તો થોડાક રૂપીયા પણ સાથે રાખો."

બિહારીઃ "હાજી, થોડાક રૂપીયા હોય, તો ઠીક પડે."

પ્રતાપઃ—"તો શરમાઓ છો શા સારૂ? આ દશ વીસ રૂપીયાની નોટ રહેવાને દે, કોઈ ખર્ચ કરવો પડે, તે કરજો."

બિહારીઃ—"જી, કદાચ ગિરેશ હોય, તો ઠીક પડે એમ છે. આટલા વીસ રૂપીયા તો ગાડીના ઇન્સ્પેકટર સાહેબને જ આપવા પડશે; અને તેટલાથી કેશનું મ્હો ઢંકાશે, કે કેમ તે પણ એક સવાલ છે."

પ્રતાપઃ— "ઘણું સારું, આ મ્હારી કોઠીની ચાવી લ્યો, ને દશ દશ રૂપીયાની દશ નોટ કાઢો. કદાચ વધારે ખર્ચ કરવાની

જરૂર પડે તો ખપ લાગે. અને એ ઇન્સ્પેકટર સાહેબ તો મ્હારા ઓળખીતા માણસ છે; વધારે કાંઈ માગશે, તો પાછળથી અપાશે."

બિહારીએ એની આજ્ઞા મુજબ કાર્ય કરીને કહ્યું:—"જી, હા; એ તો સત્ય છે; શરત્‌બાબુ નામના એક નવા ઇન્સ્પેકટર નીમાઇને આવ્યા છે. તે ઘણા કડક મિજાસી ને વિચિત્ર સ્વભાવના માણસ છે."

પ્રતાપ:—"ભલેને તે ગમે તેવા હોય, તેમાં આપણે શું? સો બસો રૂપીયા ભજવા પડશે વળી. બીજું શું? પોલીસ લોકોની પોલીસી મ્હને અજાણી નથી. એ લોકોનું મ્હોં જરા મોટું હોય છે, તે પૂરવું જોઇએ ખરૂં. અને એ તો કુદરતીજ છે કે "જો હાથ કરીએ પોલા, તો કામ કરે ગોલા."

બિહારી:—"પણ સાંભળ્યું છે ને કે એમની આગળ કોઇની લપ્પન છપ્પન ચાલતી નથી. એથી તો સાંભળવા પ્રમાણે ઉલટા એ નારાજ થાય છે, અને ભાઇ હમે લોકો તો એમના હાથનો સ્વાદ ચાખીને આવેલા છીએ; તે દિવસે હનને બન્નેને જેલમાં સુદ્ધાં મોકલવાની તૈયારી કરી હતી; ગોવિન્દના કહેવાથી જેમ તેમ છુટા થયા. કાલીચરણબાબુ સબ ઇન્સ્પેકટર છે ખરા, પરન્તુ શરત્‌ બાબુની આગળ એમનું કશું ચાલતું નથી"

પ્રતાપ:—"એનો પણ ઇલાજ કરી લઇશું; એ ખાતર ત્હમે જરા પણ મુંઝાશો નહિ. ત્હમે એકવાર ત્યાં ઉપડો. સંધ્યાકાળ વીત્યા બાદ, મ્હને બગીચામાં મળજો"

'જેવી આજ્ઞા' કહી, બિહારીને ત્યાં આગળથી ચાલી જતો જોઇ, મોક્ષદાએ કહ્યું:—"આટલું ધ્યાનમાં રાખજો કે ગોવિન્દબાબુને આ વાતની જરાપણ ગંધ ન જવી જોઇએ. એ જો આવી પહોંચશે, તો બધું કર્યું કાર્યું ધૂળમાં મળી જશે."

બિહારી:—"અરે નહિ; કાંઇ ખરચું છે કે શું? એને તો ઓફિસમાં સાંજ સુધી રોકાવાનું થાય છે. શનિવારે સન્ધ્યાકાળ

પછી ઘેર આવશે. આજે ગુરૂવાર છે, એના આવતા પહેલાંજ હમે હમારૂં કામ ખલાસ કરીશું. તે ખાતર કાંઇ ચિન્તા કરવા જેવું નથી. અને આવીને પણ શું ધાડ મારવાના હતા ? એ બન્ને ભાઇઓમાં પરસ્પર બનાવ ક્યાં છે ? ગોપાળ બાબુના ઉપર આફત આવી પડી જાણી, ઓછુંજ એને રડવું આવે એમ છે ?"

મોક્ષદાઃ—"હા, ખરૂં કહો છો. ઠીક. ત્યારે અત્યારે તો હું જાંઉ છું; સમીસાંજ પછી હું એને મ્હારી સાથે તેડી લાવીશ."

પ્રતાપઃ—"ત્યારે સાંજને વખતે ત્હમે બધા હોંશીયારીમાં રહેજો. પેલી નાચનારીઓ આવી છે ?"

બિહારીઃ—"જી, હા; હું એ લોકોને બગીચા પાસેના ઓરડામાં બેસાડી આવ્યો છું, આપ એકવાર ત્યાં આગળ જઈ આવો તો ખરા."

પ્રતાપઃ—"નહિ. નહિ; અત્યારે જવું ઠીક નથી. સમી સાંજેજ જઇશ."

"એજ ઠીક છે" એમ કહેતાં કહેતાં મોક્ષદા તથા બિહારી ત્યાં આગળથી ચાલ્યા ગયા ત્યારબાદ પ્રતાપચન્દ્ર ત્યાંથી જેવો બહાર નીકળવાની તૈયારી કરતો હતો, તેજ વખતે હાંફળી ફાંફળી સુધામયી ત્યાં આગળ આવીને એને પગે પડી અને કહેવા લાગીઃ—"આપ આ શાનો પ્રબન્ધ કરી રહ્યા છો ? મ્હેં ત્હમારી સર્વની વાતો સાંભળી છે. મ્હારી આપને એટલીજ પ્રાર્થના છે, કે આપ આ પાપ-કાર્યમાં હાથ નાંખશો નહિ."

એને ત્યાં આવેલી જોઈ, પ્રતાપચન્દ્રે જરા કંપિત સ્વરે કહ્યુંઃ—"સાંભળી. તો ઘણું સારૂં થયું. મ્હારે ત્હમને એ વાતનો સ્પષ્ટતાથી ખુલાસો કરવાનોજ હતો. બોલો, ત્યારે હવે ત્હમારો શો વિચાર છે ? પ્યારીલાલની સાથે પરણવું છે કે નહિ ?"

સુધામયીએ કાંઇક આશ્ચર્યયુક્ત મુખમુદ્રાથી પ્રશ્ન કર્યોઃ—"શું કહો છો ? પરણવાનું ! કોની સાથે ? પ્યારીલાલની સાથે ? તે શું ?"

પ્રતાપઃ—"ત્યારે શું સાંભળ્યું ? મ્હારૂં કપાળ ? તે દિવસ જે પેલો ડોસો ત્હને જોઇ ગયો છે, ત્હેની સાથે હું ત્હને પરણાવવા માંગુછું. ત્હારી સાથે લગ્ન કરવાને એ પ્રાણુ પંછાડી રહ્યો છે. એ વાત એક દિવસ ત્હને હું કરી ચૂકયો છું; તે વખતે તું 'સસ્સેકા તીન પાંઉ' કરતી હતી. તો સાંભળ ! હવે કહું છું તે. ત્હારે એની સાથે સ્વયંવર કરીને એની ગૃહિણી બનવું પડશે."

સુધામયીઃ—"કેમ ? ત્હમને કોઇ નવી ગૃહિણી પ્રાપ્ત થઇ હશે !"

પ્રતાપ૦—"હા, ત્હેં એ વાત સાંભળી હોય તો સારૂંજ થયું." મ્હારે વધારે સમજ પાડવી નહિ પડે. મ્હારૂં કહેવાનું બસ આટલુંજ છે; પ્યારીલાલનાં પ્યારી બની જાઓ."

એ સાંભળીને સુધામયી કાંઇક આઘી ખસીને બોલીઃ—"જમીનદાર મહાશય ! ત્હમે શું મ્હને નીચ સામાન્ય કુલટા સમજો છો ? નહિ મહાશયજી ! હું એવી નીચ નથી. ત્હમે કેટલી કેટલી યુક્તિ પ્રયુક્તિ કરીને મ્હને અંહી લઇ આવ્યા છો ! હવે હું કેમ જાઉં ?"

પ્રતાપઃ—"હું ત્હને લઇ આવ્યો છું, તેથીજ પ્યારીલાલની સાથે ત્હને પરણાવવાનું મ્હેં નક્કી કર્યું છે. ત્યાં તું મોજમાં રહી શકીશ."

સુધામયીઃ—"ના, હું ગૃહસ્થની છોકરી છું. કાંઈ સમજને લીધે ભોળવાઇને અંહી આવી છું. અત્યારે ત્હમેજ સર્વસ્વ છો. બચપણમાં માબાપે મ્હને લખતાં વાંચતાં શીખવ્યું હતું, સારે ઘેર મ્હારૂં લગ્ન કર્યું હતું. પરન્તુ મ્હારા કમનશીબે, પંદરજ વરસે હું વિધવા થઇ. સ્વામીનું સુખ તે શું હશે, તેની મને કદી ગમ પડી ન હતી મ્હારા સ્વામીના મરણ થયા બાદ મ્હારાં સાસુ સસરાએ મ્હને પોતાને ત્યાંથી કાઢી મૂકી. ત્યાર બાદ હું એક આધેની માશીને ત્યાં જઇને રહી. ત્હમેજ ત્યાંથી મ્હને અંહી નસાડી લાવ્યા છો. હવે ત્હમે મને ફરી પાછા ના નસાડો; મ્હારી આગળ એ પ્યારીલાલનું નામ દેશો નહિ."

પ્રતાપચન્દ્રે ક્રોધથી કાંપતાં ધ્રુજારો કર્યો:—" અત્યારે મ્હારે ત્હારા પૂર્વ પરિચયનું કામ નથી. મ્હારૂં કહ્યુ માનીને એની સાથે પરણી જા. મ્હેં જે લુગડાં ઘરેણાં ત્હને લઇ આપ્યાં છે, તે બધાંય ત્હારી જોડે લઇ જજે. રાજી ખુશીથી કબૂલ નહિ થાય, તો એક પાઈ પણ આપીશ નહિ."

સુધામયી:—" નથી જોઇતાં મ્હારે તમારાં ઘરેણાં; ત્હમેજ રાખજો ત્હમારી પાસે. દયા લાવી, આપના ચરણની દાસી તરીકે રહેવા દો. ત્હમારે મ્હારી જગ્યાએ બીજી કોઇ લાવવી હોય, તો ખુશીથી લાવો. ગૃહસ્થની દીકરી છું; કાંઈ રસ્તાની રખડતી રાંડ નથી. મ્હારે ઝાઝાં સગાં વહાલાં નથી. જે છે, ત્હેમની પાસે જતાં મ્હારો ટાંટીયો ઉપડતો નથી. મ્હારે લીધે જેમનાં કુળને કલંક લાગ્યું છે, ત્હેમને આ મુખ મ્હારાથી દેખાડી શકાય તેમ છે નહિ."

પ્રતાપ:—" સમજ્યો, એ તો તું પાંશરી રહીને માનવાની નથી. આપી દે મ્હારા આપેલા બધા દાગીના; હું આજથી ત્હને અંહીથી વિદાય કરૂં છું.

સુધામયીએ પોતાનાં શરીર ઉપરનાં બધાં ઘરેણાં ઉતારીને પ્રતાપની સામે ધરીને કહ્યું:—" આ લ્યો ત્હમારાં ઘરેણાં; નથી જોઇતાં મ્હારે એ ઘરેણાં. પ્રતાપ! ત્હમે કેવું કેવું કહીને મ્હને અંહી લઈ આવ્યા હતા? હવે મ્હારી દુર્દશા કરવા માંગો છો! ત્હમારા તે વખતના બોલનું છેકજ વિસ્મરણ થઇ ગયું છે, કેમ?

પ્રતાપચન્દ્રે ઘરેણાં હાથમાં લેતાં લેતાં પ્રત્યુત્તર વાળ્યો:—"ચાલી જા! હવે હું પ્યારીલાલની વાત ત્હારી આગળ નહિ કરૂં. ત્હારી ઇચ્છા હોય, તો હજી પણ વખત વહી ગયો નથી. આટલા દિવસ મ્હારી પાસે રહેવા છતાં તું હજી મ્હારા સ્વભાવથી વાકેફ થઈ નથી." સુધામયી આ વખત છંછેડાએલી નાગણની પેઠે ગર્જના કરી ઉઠી:—

"ઓળખ્યા છે ત્હમને અને ત્હમારા સ્વભાવને. ત્હમે ચોર, હીચકારા, ગરીબની ગરદન કાપનારા, નીચ અને નરકના કીડા છો."

પ્રતાપ૦—"શું હું હીચકારો? મ્હારા અન્નથી પોષાઇને મ્હારી સામે નીમકહરામ થઇ, અન્નદાતાને ગાળ દે છે? જા, આજથી ત્હારું મ્હોં હું કદી પણ જોવા માંગતો નથી. દુર થા. આજથી સુંદરીશ્રેષ્ઠા મોહિની મ્હારા પ્રેમનું પાત્ર બનશે; એનીજ રૂપ–સુધાનું પાન કરીને હવે હું કૃતાર્થ થઇશ."

સુધામયી:— "ત્હમારા જેવા લંપટના ફંદમાં ફસાઈ, પોતાના જીવનનું અમૂલ્યધન સતીત્વ રત્ન જે ગુમાવશે, ત્હેનું આવી બન્યુંજ સમજવું. હશે કોઇ અનાથ દુ:ખી અબળા બાપડી, તેથીજ પેટને ખાતર પરવશ બનીને ત્હમારે બારણે ચઢતી હશે."

પ્રતાપ૦—"આ વખતનો શિકાર ત્હારા જેવી અનાથ વિધવા નથી, સુધામયી! પેલા મોહલ્લાના શ્યામ સુંદર બાબુના પુત્ર ગોપાળચન્દ્રની સધવા સ્ત્રી, મોહિની છે."

આશ્ચર્ય પામી સુધામયીએ પૂછ્યું:— "શું કહ્યું? શ્યામસુંદર બાબુના પુત્ર ગોપાળચન્દ્રની સ્ત્રી મોહિની?"

પ્રતાપ૦—"હા, તું એને ઓળખતી હોય એમ લાગે છે."

સુધામયી:—"ત્હમારે પગે પડું છું; આ કામમાંથી હાથ ઉઠાવી લો. એ ઘણા ભલા માણસ છે. અત્યારે પણ એમના નાનાભાઈ ગોવિંદ બાબુ મ્હારી માશીને ઘણી સારી સહાયતા કરી રહ્યા છે. ત્હમે એમના નિષ્કલંક કુળને એબ ના લગાડો. ત્હમારૂં આવું ભયંકર પાપ ઇશ્વર સહન નહિ કરે"

પ્રતાપે આ વખત કાંઇક હસીને ઉત્તર આપ્યો:—"હા, સુધામયી! ત્હમારા એજ ગોપાળબાબુ છે. સમજી? પ્રતાપલાલને જેવો તેવો માણસ ના જાણતી. કેમ, હવે તો પ્યારીલાલની સાથે લગ્ન કરીશને?"

સુધામયી:—" પ્રતાપ ! પ્રતાપ ! હું સહાય સંપત્તિ હીન અબળા છું. ત્હમારા ફંદમાં ફસાઈ મ્હેં કુલ મર્યાદાનો ત્યાગ કર્યો છે, પરન્તુ હું સામાન્ય કુલટા જેવી નથી. હું ત્હમને ચાહું છું, તેથીજ ત્હમને આવા અધમ નિષ્ઠુર કાર્યમાંથી હાથ ખેંચી લેવા વીનવું છું. હા, ત્હમારો જો મ્હારો ત્યાગ કરવાનોજ નિશ્ચય હોય, તો લ્યો હું તો મ્હારે હમણાં ચાલી જાઉં છું."

પ્રતાપ૦—"ક્યાં જવાની છું ?"

સુધામયીની:—"ત્હમને આ પાપ–કાર્યથી અલગ કરવા તથા એ દુષ્કાર્યનો બદલો અપાવવા."

"મ્હારા દુષ્કાર્યનો બદલો અપાવવા ? સુધામયી ! આતો ત્હારૂં ભયંકર સાહસ છે. પ્રતાપચન્દ્રની સામે થવા હજી સુધી કોઇ મરદે પણ હામ ભીડી નથી; તું શી વીસાતમાં છે ?" એમ કહી, પ્રતાપચન્દ્ર ત્હેનો રસ્તો રોકીને ઉભો રહ્યો.

" રસ્તો ખાળીને કેમ ઉભા રહ્યા છો ? બધાજ લોકો કાંઈ ત્હમારા જેવા સ્વાર્થપરાયણ, સ્વસુખાન્વેષી તથા નીચ સ્વભાવવાળા કાપુરૂષો હોતા નથી. હું સારી પેઠે સમજી ગઇ છું કે છળ બળ કે કળથી ગોપાળ બાબુની સ્ત્રીને છક્કડ ખવડાવી, ત્હેનો સર્વનાશ કરવા ત્હમે તૈયાર થયા છો; પરન્તુ યાદ રાખજો કે સુન્દરીનું સતીત્વ–રત્ન એ કાંઇ ક્રીડાની સામગ્રી નથી–રમતની ચીજ નથી. ચઢતી પડતી સર્વ કોઇની થાય છે. ક્ષણિક વિકારને ખાતર આમ ભયંકર પાપ માર્ગમાં ન પડો.

" થતો નથી શું ઓટ, ભરતી સાગરમાં આવી.
અંધકાર નહિ થાય, દિવસ જવ જાય સીધાવી.
શું નથી જોતાં સર્વ, કદાચિત દૃષ્ટિ બળથી;
આકાશ તણી આંખ, રવિ ઝાંખો વાદળથી.
આ પૃથ્વી પર વા ઉંચા આકાશ તળે છેજ શું;
જેહ અચળ થઇને રહે, વિના ઇશ અન્યજ કયું."

મોહિનીના સતી ધર્મની રક્ષા હું જ કરીશ; એકવાર ગોવિન્દ બાબુને આ વાતની ખબર કરીશ." એમ કહી સુધામયીએ ત્યાંથી નાશી છૂટવાનો પ્રયાસ કર્યો.

પ્રતાપચન્દ્રે જોરથી ત્હેનો હાથ પકડી, કઠોર સ્વરે ધમકી આપતાં ધડાકો કર્યો:—" ત્હારામાં આટલું બધું ઘમંડ અને ગુમાન હશે, એવો મ્હને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. શી ગુંજાશ છે એક સાધારણ ઓફિસના કારકુનીયાની કે મ્હારી સામે બાથ ભીડવાની હામ ભીડી શકે ? એમ જો હત, તો આટલી અતુલ સંપત્તિનું ધારણ અને રક્ષણ પણ મ્હારાથી કેમ થઇ શકયું હત ? કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી ? કયાં સૂર્ય અને કયાં આગીઓ ? મ્હારી દૃષ્ટિએ એ અત્યન્ત તુચ્છ અને પામર છે."

સુધામયી:—" તુચ્છ અને પામર ? કોણ ? ત્હમે કે એ ? ત્હમે ત્હમારી અતુલ સંપત્તિથી ત્હમારી પાપ–વાસનાને પોષો છો: મ્હારા જેવી અનાથ અબળાઓની લાજ લુંટો છો. કોઇનું ભલું કરવાનું તો દૂર રહ્યું, પરન્તુ પ્રાણી માત્રને વિના કારણ પજવી રહ્યા છો. પરન્તુ એ ગોવિન્દબાબુ શું કરે છે, તેની ત્હમને ખબર છે ? પોતાની સામાન્ય નોકરીદ્વારા જે દ્રવ્યોપાર્જન કરે છે, તે માંહેથી દીન દુખીયારાંનું દુ:ખ દૂર કરવા બનતો પ્રયાસ કરે છે. ત્હમે દુર્બલના ઉત્પીડક છો, એ સહાયક છે. ત્હમે કાપુરૂષ છો, બીજાની મદદ વગર ત્હમારાથી કશું નીપજતું નથી. પરન્તુ એ તો ધાર્મિક તથા સાહસિક છે. ત્હમારી આ પાપ–વાસનાની ખબર પડતાં વારને, મરણીયા થઇને જરૂર એ વિકાર યુક્ત વાસનાને વ્યર્થ કર્યા વિના રહેશે નહિ."

" ઠીક, એમજ જો હોય, તો જવા કોણ દેછે ત્હને ? જોઇ આ વજ્ર મુષ્ટિ ? એનાથીજ ત્હને રામશરણ પહોંચાડી દઇશ; અને

ત્યારબાદ ત્હારી લાશને ગંગાજીમાં પધરાવી દઇશ." એમ કહી પ્રતાપે જોરથી એના કેશ ખેંચીને એને જમીન પર પછાડી.

સુધામયીએ તેની લેશ માત્ર પણ પરવા કર્યા વગર પ્રત્યુત્તર આપ્યો:—"પ્રતાપ ! ત્હમે મૃત્યુનો ડર કોને બતાવો છો ? આર્ય લલનાઓ મરવાથી ડરતી નથી, એ શું ત્હમે જાણતા નથી ? પતિ વિરહથી વ્યાકુળ હિન્દુ લલનાઓ સળગતી ચિતામાં પ્રવેશી, સહ ગમન કરે છે, એ વાત શું ત્હમને અજાણી છે ? હું મૃત્યુથી ડરતી નથી; મ્હારો વધ કરીને ત્હમે મોહિનીના સતીત્વની રક્ષા કરતા હો, તો હું પ્રસન્નતાથી મરવા તૈયાર છું. પરંતુ મરતાં પહેલાં મ્હારે આટલા શબ્દો ત્હમારે મ્હોંઢેથી સાંભળવા છે કે મોહિની ત્હમારા હૃદયની અધિષ્ઠાત્રી, ત્હમારી પૂજ્ય દેવી, ત્હમારી માતા–જનની તુલ્ય–છે."

એનો આવો અપૂર્વ આત્મોત્સર્ગ જોઇને પ્રતાપચન્દ્ર કિંકર્તવ્ય વિમૂઢ થઇ ગયો. ક્ષણભર સુધામયીના મ્હોં સામું જોઈ રહ્યો, અને બોલી ઉઠયો:—"આ શું ? તું કોણ છે ? આશરે ત્રણ વર્ષ ઉપર જે વિવાહિત વધુનો પદાઘાત વડે વધ કરીને મ્હેં મ્હારી પાપ–લાલસા પરિપૂર્ણ કરી હતી, તેજ સ્ત્રીનાં પ્રત્યેક અંગ–પ્રત્યંગાદિ જાણે ત્હારાં આ અનુરૂપ–માધુરી–પૂર્ણ મુખ–મંડલ ઉપર ઝળકી રહ્યાં ન હોય, એમ ભાસે છે. સુધામયી ! ઉઠ ! મ્હારી રક્ષા કર ! મ્હને ક્ષમા કર ! મ્હારૂં વજ્ર જેવું પહાડી હૈયું આજે પાંદડાંની પેઠે ધ્રુજી ઉઠયું છે." એમ કહી, પ્રતાપ એને વળગવા જતો હતો. તે વખતે આ શો ચમત્કાર તેહની નજરે પડયો ! એની આંખ્યોની સામે એક છાયા–મૂર્તિનો એકાએક આવિર્ભાવ થયો. એને જોઇને પ્રતાપ વિસ્મય તેમજ વિભ્રમસહિત ધીર, સ્થિર પાષાણની પ્રતિમાની પેઠે આભો બનીને જોઈ રહ્યો. હાથ જોડીને કહેવા

લાગ્યોઃ—"નિર્મલા ! નિર્મલા ! આ સમયે હું શું જોઇ રહ્યો છું ? શું ખરેખર તુંજ આવી છે ? જો તેમ હોય, તો ન બ્હીવડાવીશ મ્હને. ત્હારી જીવિતાવસ્થામાં જો કે મ્હેં ત્હને દુઃખ દેવામાં બાકી રાખી નથી, પણ અત્યારે મ્હારો એ અપરાધ ભુલી જા ! હું ત્હારો સ્વામી છું; ક્ષમા કર ! ક્ષમા કર ! મ્હારી રક્ષા કર !" એમ કહી હાથ જોડી, ત્હેના પગ આગળ લાંબોચ્છટ થઇને પડયો.

છાયામૂર્તિએ કહ્યુંઃ—"હું ત્હમારી રક્ષા કરવાનેજ આવી છું. એક દિવસ (મ્હારી જીવિતાવસ્થામાં) ત્હમારૂં રક્ષણ કરવા આવતાં, ત્હમેં લતા પ્રહાર કરી, મ્હારૂં મૃત્યુ નીપજાવ્યું હતું; તે દિવસથી છાયા સમાન બનીને ત્હમારે પડખે ને પડખેજ રહી છું. ફરી પાછો અવિધ કરવાનું મહાપાપ વ્હોરશો નહિ. ત્હમે અતુલ ધન સંપત્તિ, અપરિમેય શકિત–સામર્થ્ય સંપન્ન થઇને કેવળ પાપ કર્મ કર્યા જાઓ છો. આજે ત્હમારે સારૂ માહેન્દ્ર–યોગ છે. ઉઠો ! જે અનાથોના આશ્રય, દીનોના બલ તથા અસહાયોના સમ્બલ છે, એવા અચિન્ત્ય અવ્યય, સૃષ્ટિ સ્થિતિ ક્ષયકારી શ્રી હરિના ચરણારવિન્દને વિષે ચિત્ત લગાડોઃ સતીના સતીત્વનું રક્ષણ કરો ! બોલો, એકવાર હૃદય ખોલી, સ્વચ્છ મનથી બોલોઃ—"મોહિની મ્હારા હૃદય–રાજ્યની અધિષ્ઠાત્રી દેવી, પરમારાધ્ય પૂજ્ય જનની છે." છાયામૂર્તિની એ સ્વરલહરીને પ્રતિધ્વનિત કરતાં. તેજોદ્દીપ્ત ગર્વિત હૃદયે સુધામયીએ કહ્યુંઃ—"બોલો પ્રતાપ ! એકવાર હૃદય ખોલી, નિષ્પાપ હૃદયથી બોલો, મોહિની મ્હારા હૃદય–રાજ્યની અધિષ્ઠાત્રી દેવી, પરમારાધ્ય પૂજ્ય જનની છે."

પ્રતાપચન્દ્રે તે છાયા–મૂર્તિ તથા સુધામયીના મુખનું અવલોકન કરતાં કરતાં, ભય-વિકંપિત સ્વરથી કહ્યુંઃ—"હું સ્વચ્છ હૃદયથી કહુંછું કે, મોહિની મ્હારા હૃદય-રાજ્યની અધિષ્ઠાત્રી દેવી, પરમા-

રાખ્ય પૂજ્યજનની છે. નિર્મલા ! હવેથી કદી પણ પાપ પથમાં હું અગ્રસર થઇશ નહિ. મ્હારાં જ્ઞાન– ચક્ષુ ખુલી ગયાં છે. હવે કહો મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ત શું છે ?"

છાયા–મૂર્તિએ કશો ઉત્તર ન આપતાં, ઉર્ધ્વ દિશામાં આંગળી દેખાડીને એ લોકોને પોતાની પાછળ આવવા સૂચવ્યું. સુધામયી અને પ્રતાપચન્દ્ર દ્વિરૂક્તિ નહિ કરતાં, આગ્રહાન્વિત ચિત્તથી મન્ત્ર મુગ્ધની માફક ત્હેની પાછળ પાછળ ગયાં.



# પ્રકરણ ૨૧

## ગોપાળચન્દ્રનો અધઃપાત.

*Small habits well–pursued betimes,*
*May reach the dignity of crimes.*
*Hannah Moore.*

આજે બિહારી અને નનીલાલને મન આનંદ આનંદ વર્તી રહ્યો છે. આગળ સૂચવ્યા પ્રમાણે, ગોપાળચન્દ્રને એ બન્ને જણાં કુમુદિની નામની એક ગુણકાને ઘેર લઇ જઇ, ત્યાં આગળ નાના પ્રકારની મોજ ઉડાવી રહ્યા છે. ઘડીકમાં મધુર મોહક સુરથી ઉચ્ચ કંઠે કુમુદિની ગાયન ગાય છે, તો ઘડીકમાં હસે છે, ને અનેક પ્રકારના હાવભાવ–અંગ ભંગ સહકારે રૂમઝુમ ઠુમક ઠુમક તાલમાં નૃત્ય કરે છે. એ વખતે નનીલાલે એક ગલાસ બ્રાન્ડીનો લઇ, ગોપાળબાબુને તે પી જવા આગ્રહ કર્યો. એણે પણ કશી આનાકાની

ક્ષોભવગર, તે ગ્લાસને ઇન્સાફ આપી રહ્યા બાદ કહ્યું:—"વારૂ, ભાઈ! હવે હું ઘેર જાંઉ; મ્હારૂં મન કોણ જાણે કેમ, હવે અહીં ગોઠતું નથી. મ્હને આવ્યાને પણ બહુવાર થઈ. હવે મ્હારે એકવાર જવું જોઈએ." એમ કહી એ ત્યાંથી નીકળવાની તૈયારી કરવા લાગ્યો. તે જોઇ, બિહારીએ એને ઘણા આગ્રહ સહિત બેસાડી, એનું મન વશ કરવા મીઠા શબ્દોથી ખુશામત કરતાં કહ્યું:—"આ શું ભાઈ? ઘર ક્યાં નાશી જવાનું છે? જવાય છે હવે. એકાદ બે ગાયન તો સાંભળો હજી; થોડાક પેક શરાબના ચાલ્યાં જશે. બહુ મોજ આવશે. ગા કુમુદિની! એકાદ સુંદર ગાયન બાબુજીને સંભળાવ!"

બિહારીની વાત સાંભળીને કુમુદિનીએ એક ગાયન ગાયું. ગાયન સમાપ્ત થયા બાદ, બિહારીએ ગોપાળચન્દ્રને કહ્યું:—"લ્યો, યાર! થોડોક શરાબ તો પીઓ.!"

"નહિ, ભાઈ! આજે તો મ્હેં બહુજ શરાબ પીધો છે. હવે, તહમે લોકો પીઓ. હું એકવાર જાંઉ. મ્હારૂં મન, કોણ જાણે કેમ હવે ઘેર જવાને અધીરૂં થઇ રહ્યું છે." એમ કહી ગોપાળચન્દ્ર ઉઠીને ઉભા થયા. એને આમ ઉતાવળ કરતા જોઇને કુમુદિનીએ કહ્યું:—"જવાય છે શેઠ, ઘેર જવાને આમ અધીરા કેમ થાઓ છો? આજે જરા મોડા જશો, તો શું ખાટું મોળું થવાનું હતું?"

ગોપાળ:—"ના, ના; હવે તો મ્હારે જવુંજ જોઇએ. કાલે પાછો આવીશ."

એને જવાની તૈયારી કરતો જોઇને, બિહારીએ કહ્યું:—"ગોપાળ બાબુ! કેમ બસ, હવે ઘેરજ જશો? જરાવાર બેસો, તો ખરા!"

ગોપાળ:—"ના, હવે મ્હારાથી રોકાઇ શકાશે નહિ, મ્હારૂં મન ભારે ઉદ્વેગમાં છે. કૃપા કરી તહમે લોકો હવે વધુ રોકાણ કરશો નહિ, આગ્રહ કરશો, તો પણ હવે મ્હારાથી રોકાઈ શકાશે નહિ."

"ઠીક, જરાક ઉભા રહો. હું હમણાં બહાર જઇ આવું છું, ત્યાર બાદ નીરાંતે જજો." એમ કહી, બિહારી ત્યાં આગળથી ચાલ્યો ગયો. ત્યારબાદ નનીલાલે કહ્યું:-"ગોપાળબાબુ! ત્હમે ઘણા ડરપોક માણસ છો. એક દિવસ પણ ત્હમારાથી અંહી રહેવાતું નથી?"

ગોપાળ:-"આજ તો ભાઇ! રહી નહિ શકાય. કોણ જાણે મ્હારૂં મન ઘેર જવાને બહુ આતુર થઈ રહ્યું છે. ઘણાયે દિવસ હું શરાબ પીને બહાર પડી રહયો છું; પરન્તુ આજના જેવો મ્હારા જીવને કદી ઉદ્વેગ થયો નથી."

એ બન્ને જણા વચ્ચે ઉપર પ્રમાણે વાત ચાલી રહી હતી, તે દરમ્યાન બિહારી ત્યાં આવી પહોંચ્યો, અને કહેવા લાગ્યો:-"ચાલો, ગોપાળબાબુ! હમે લોકો ત્હમને ઘેર પહોંચાડી આવીએ. ત્હમે નવા શરાબી છો; વખતે રસ્તામાં કાંઈ ગડબડ ન થવા પામે."

ગોપાળ:-"હા, ભાઇ! એમ કરતા હો, તો મ્હારા ઉપર મોટો ઉપકાર થશે. મ્હારૂં શરીર પણ એટલું સ્વસ્થ નથી; અને શરાબ પણ જોઈએ તે કરતાં વધારે પીવાયો છે."

"એમાં શી હરકત છે?" એમ કહેતા કહેતા બિહારી તથા નનીલાલ કુમુદિનીના ઘરમાંથી નીકળી, ગોપાળચન્દ્રની સાથે ચાલવા લાગ્યા. સહેજ આગળ ગયા બાદ, અચાનક એક લાંબા પહોળા પોલીસ કોન્સ્ટેબલે, ત્યાં આવીને ગોપાળબાબુનો હાથ પકડી લીધો અને કહ્યું:-"બાબુ! ત્હમે બહુ દારૂ પીધો છે; છાકટા થઇને ફરો છો, માટે ત્હમારે ગેટ પર આવવું પડશે."

એને ગીરફતાર થએલો જોઇને બિહારી તથા નનીલાલ મુડી વાળીને નાશવા લાગ્યા, એમને નાસતા જોઇને, ગોપાળ બાબુએ

દુઃખી સ્વરે કહ્યું:—"અરે ભાઈ! ત્હમે લોકો નાસો છો શું કરવા? આ વખતે મ્હારૂં રક્ષણ કરો. હું અત્યારે લાચાર થઇ ગયો છું. ત્હમે નાશી ના જાઓ; મ્હને આ કોન્સ્ટેબલના હાથમાંથી છોડાવો."

એ સાંભળી બિહારીએ કાંઇક વધારે દૂર નાસતાં પ્રત્યુત્તર વાળ્યો:—"ભાઈ! હમે પણ નિશાથી લાચાર બની ગયા છીએ. હમને પણ પકડી જાય, તો હમે શું કરીએ? ત્હમે તો પૈસાદાર માણુસ છો; પૈસાની મદદથી છુટી શકશો. પણ હમે તો માર્યા જઈએ, બાપુ!"

ગોપાળ:—"આશું કરો છો, ભાઇ! આ વખતે હું અસહાય છું; મ્હને આવી વિપત્તિમાં તજીને ના નાશી જાઓ; દયા લાવીને મ્હને બચાવો."

નીચ સ્વભાવના બિહારી તથા નનીલાલ, ગોપાળબાબુના શબ્દો પર કાંઇ પણ ધ્યાન આપ્યા વગર ઉભી પૂછડીએ નાશી ગયા. ત્યાર બાદ નિરૂપાય થઇ, પોલિસ કોન્સ્ટેબલને હાથ જોડી ગોપાળ સંદે કહ્યું:— "ભાઈ! હું આપને પગે લાગું છું; મ્હને કૃપા કરી છુટો કરો. હું ત્હમને ઇનામ આપીશ."

"નહિ, બાબુ સાહેબ! હમે એવા માણસ નથી;" એમ કહેતાં કહેતાં, તે કોન્સ્ટેબલે જોરથી એનો હાથ પકડી લીધો.

એજ વખતે એક બીજો કોન્સ્ટેબલ ત્યાં આવીને કહેવા લાગ્યો:— "કેમ લટપટસિંહ! રસ્તાપર શી ગડબડ મચાવી રહ્યા છો?"

લટપટ૦—"ભાઈ રામસિંહ! આ સાળો દારૂ પીને સડક પર તોફાન મચાવી રહ્યો હતો; એટલા માટે હું એને ગેટ પર લઇ જવા માંગુ છું."

રામ૦—"ત્યારે જલદી કેમ નથી લઈ જતા? કાલીબાબુ અત્યારે ગેટ ઉપરજ છે. હમણાં એને કોટડીમાં પૂરી દેશે. બાબૂ!

જલદી હમ લોગોંકે સાથ ચલિયે, નહિ તો હમ મારતે મારતે હડ્ડી તોડ દેગા."

એ લોકોના આવા શબ્દોથી સામાન્ય બાળકની પેઠે ગભરાતાં ગભરાતાં, ગોપાળબાબુએ કહ્યું:—" દુહાઈ કોન્સ્ટેબલ સાહેબની ! હું આપને પગે પડું છું; મ્હને કૃપા કરી છોડી મૂકો. દશ, વીશ, પચાશ જે ઇનામ કહેશો તે આપીશ. ત્હમે મ્હને મ્હારે ઘેર પહોંચાડી આવો; એટલે હું ત્હમને ત્યાં મ્હોં માંગ્યા રૂપીઆ ગણી આપીશ. ભાઈ ! વિશ્વાસ ન પડતો હોય, તો આ ઘડીઆળ, ચેન, બટન, લાકડી, જોડા,—બધુંજ હમણાં ત્હમારી પાસે રાખો; ત્યાંથી ત્હમને રૂપીયા ગણી આપીને એ હું છોડવી લઈશ."

એ સાંભળી રામસિંહે જરાક મ્હોં મલકાવી લટપટસિંહની સામે જોયું. એટલે લટપટસિંહે ધીરેધીરે રામસિંહના કાનમાં કાંઇક કહી ગોપાળચન્દ્રને પ્રકાશ્ય કહ્યું:—" નહિ બાબુ ! હમ લોગ આપકો છોડ નહિ સકતા. આજ થાનામેં ચલિયે. વહાં આજ રાતભર જરૂર આપકો હવાલાતમેં રહના પડેગા. જબ કોઈ તુમ્હારા બાપ-ભાઇ જામિન હોગા, તબ તુમ છૂટ સકોગે" એમ કહી કોન્સ્ટેબલ એમને ઘસડી લઈ ગયો. ગોપાળચન્દ્રને ગેટપર જતાં જતાં કંઠે પ્રાણ આવ્યા. ભારે દુઃખના આવેશમાં એણે કલ્પાંત કરતાં કહ્યું:— ' હા ભાઇ ગોવિંદ ! આ વખતે તું કયાં છે ? તે દિવસે જ્યારે બિહારી અને નનીલાલની પ્રપંચ-જાળમાં ફસાયો હતો, ત્યારે પણ ત્હેં મ્હારી રક્ષા કીધી હતી. આજે પણ એ નીચ, કપટી બદમાશોની જાળમાં હું ફસાયો છું; આ અસહાય અવસ્થામાં એકવાર ફરીથી તું મ્હારી રક્ષા શું નહિ કરી શકે ? "

સમય રાત્રીનો હતો; રસ્તો નિર્જન તેમજ નિઃસ્તબ્ધ હતો. એવે વખતે એની વાતનો જવાબ કોણ આપે તેમ હતું ? કેવળ

એક શિયાળ ચીસ પાડી ઉઠ્યું. જાણે કે ગોપાળચંદ્રને અવ્યક્ત સ્વરથી આશ્વાસન આપવા સૂચવી ન રહ્યું હોયઃ–" કાંઇ ચિંતા નહિ; ત્હમારી આ વિપત્તિની વાત ગોવિંદચંદ્રને હમણાં જઇને જાહેર કરૂં છું!"



# પ્રકરણ ૨૨



## પ્યારીલાલનું પરિણામ.

*Gold thou may'st safely touch, but if it stick,*
*Unto thy hand, it woundeth to the quick.*

**Herbert.**

બિહારી તથા નનીલાલ ગોપાળચન્દ્રને ચાલાકીથી પોલિસના હાથમાં સોંપીને, કુમુદિનીને ઘેર પાછા ફરતા હતા, તે દરમ્યાન મોક્ષદા એકાએક ત્યા આગળ આવીને ત્હેમને કહેવા લાગીઃ–" બધુ કામ પાર પડ્યું છે; હવે મોહિનીને તેડી લાવું છું. એને થોડક દૂર ઉભી રાખીને ગાડીમાં બેસાડીશું, જેથી કોઇના પણ જોવા જાણવામાં નહિ આવી શકે. કેમ બરાબર છેને?"

બિહારીઃ–" હા, તું ત્હારે નિશ્ચયપણે ત્હારૂં કામ કરી જા. ગોપાળબાબુને તો આજની રાત હાજતમાં કાઢવી પડશે. ત્યાં આગળ અત્યારે આપણા કાલીબાબુ છે; એ બધું કામ પાર પાડશે. હમણાંજ એમને વીશ રૂપીયા આપીને આવ્યો છું."

" ઘણું સારૂં કર્યું. ઠીક, હવે હું ગોપાળબાબુને ત્યાંથી એને લઇ આવું. ત્હમે પેલા લીમડા આગળ ગાડી લાવીને ઉભી રાખજો." એમ કહી મોક્ષદા ત્યાં આગળથી ચાલી ગઈ. ત્યારબાદ નનીલાલે

કહ્યું:–" ગમે તેમ, પણ હવે કાર્ય સિદ્ધિનો ઉપાય અજમાવ્યો છે, નિરાશ થવાનું કાંઈ કારણ નથી; પ્રતાપ બાબુની આગળ તે દિવસે આપણે જે પુરસ્કાર–પારિતોષિકની વાત કરી હતી, તે મેળવીને થોડાક દિવસ તો આપણા બહુ મોજમાં જવાના, હોં. પ્યારીલાલ પાસેથી પણ યુક્તિ—પ્રયુક્તિથી હજી પચાશ રૂપીયા કઢાવવાના છે."

બિહારી:–" હાસ્તો હા, બરાબર છે. મોરનાં ઇંડાને કાંઈ ચિતરવાં પડે તેમ છે? ગમે તેમ પણ, એવા ચોપટચન્દ લ્હેરી જમીનદારો વડે તો આપણા પેટનો ખાડો પૂરાય છે."

નનીલાલ:–" અરે ભાઇ! એ સર્વ એની ઇચ્છાથીજ થાય છે. જે કાર્ય આપણને એ પ્રેરણા કરે છે, તે કાર્ય આપણે કરી રહ્યા છીએ. એ આપણને સારૂં નરસું જે કાંઈ કરવાનું સૂઝાડેછે, સૂચવે છે. તે આપણે નિમિત્ત માત્ર બનીને, એની પ્રેરણાથીજ કર્યે જઇએ છીએ."

બિહારી:–" નહિ ભાઇ! ભૂલો છો ત્હમે. આપણે લોકો આપણાં કર્મ મુજબ ફળ ભોગવીએ છીએ. એ જેમ દુષ્કર્મ કરવાની આપણને બુદ્ધિ સૂઝાડે છે, તેજ પ્રમાણે આપણા હૃદયમાં જ્ઞાન, બુધ્ધિ અને વિવેક પણ એણે મૂકેલાંજ છેને? આપણે બધા આપણી મેળેજ સારા નરસાનો નિર્ણય કરીને દુષ્કર્મનો ત્યાગ કરી શકીએ છીએ. એમ નહિ કરતાં, આપણે કેવળ આપણા દુષ્કર્મોનો દોષ એને શિરે ચોંટાડવાનું સાહસ કરીએ છીએ. એ આપણો કેવો દુષ્ટ સ્વભાવ છે?"

નનીલાલ:–" જવાદો ભાઈ! એ વાતોનું શું કામ છે, હમણાં? નકામી લમણાં ઝીક કર્યાથી શો લાભ? જુઓ. પેલા પ્યારીલાલ કાકાનાં મુબારક કદમ આપણી તરફજ થાય છે. એને જલદીથી વિદાય કરીને, મોક્ષદાના કહેવા પ્રમાણે લીમડા નીચે ગાડી લઇને

જઇએ. રાત્રીના આઠ વાગવા આવ્યા. ચાંદની પણ ખીલી રહી છે. એક બીજાને શોધવાની ઝાઝી તસ્દી લેવી નહિ પડે.”

“ઓહો ! બુઢ્ઢા કાકા ફરી પાછા આણી તરફ આવેછ” એમ કરી બિહારીએ જરાક આગળ વધીને, પ્યારીલાલની સાથે સાદર સંભાષણ કરતાં પ્રશ્ન કર્યો:–“કેમ કાકા ! આટલી રાતના કયાં ઉપડશો ?”

પ્યારીલાલ:–“અરે, ભાઇ ! હું તો ત્હમારી પાસેજ આવતો હતો. ઘણું સારૂં થયું કે ત્હમારા લોકોનો રસ્તામાંજ મેળાપ થઇ ગયો. વારૂ ગોપાળબાબુ કયાં છે ? એને ઘેર બધાં મહા સંતાપમાં છે. ડોશીમા વાત કરતાં હતાં કે ગોવિન્દબાબુની સ્ત્રી પ્રસવ–વેદનાથી બહુ કષ્ટાય છે; હું એકવાર એમને ત્યાં ખબર લેવા ગયો હતો. સુવર્ણા ફોઇ અને ગોપાળબાબુનાં સ્ત્રી વચ્ચે સોઈઆણીના સંબંધમાં સખ્ત જામી હતી; એટલા માટે હું ગોપાળબાબુને ખબર કરવા આવ્યો છું. સન્ધ્યાકાળેજ મ્હારા સાંભળવામાં આવ્યું કે ગોપાળ બાબુ આજે ત્હમારે ત્યાંજ રહેવાના છે.”

બિહારીએ જરાક તોછડાઇથી જવાબ દીધો:–“એ લોકોને ત્યાં તકરાર થાય છે, તેમાં ત્હમારે આટલી બધી ફીકર શા માટે કરવી જોઈએ ?”

પ્યારીલાલ:–“ગોપાળબાબુને મ્હારે કાંઈક કહેવાનું છે. એમને જલદી બોલાવી લાવવા મ્હારાં ડોશીમાએ મ્હને મોકલ્યો છે. એમનો મેળાપ નહિ થાય, તો મહા પંચાત પડશે.”

એ સાંભળી, બિહારી તથા નવીલાલે થોડીકવાર કાન કરડાકરડી કરીને બન્ને જણાંયે સાથે જવાબ આપ્યો:-“સારૂં, ચાલો; ત્હમને એમની પાસે લઈ જઇએ.” એમ કહી, બન્ને જણાં પ્યારીલાલ સહિત સહજ આગળ વધ્યા હશે, તેટલામાં લટપટસિંહ ની સ્વારી સામેથી આવી પહોંચી. એને જોઇને બિહારીએ પૂછ્યું:– “બોલો શા સમાચાર છે ?”

લટપટ૦—"બધું બરાબર છે; એને હાજતમાં પુરી દીધેલ છે. આજે રાતના શરતબાબુ ગેટ પર નહિ આવે; એમની તબીયત ઠીક નથી. લાવો, હવે હમારૂં ઇનામ હમને આપો."

એ બન્નેની આવી વાત સાંભળી, પ્યારીલાલ બોલી ઉઠયા:— "બિહારી ! આ શી ગડબડ છે ? આ કોન્સ્ટેબલોને ઇનામ શાનું આપવાનું છે ?"

"કાકા ! વિચાર શું કરી રહ્યા છો ? એ ત્હમારા લગ્નના જાનૈયા છે. એ લોકોની સાથે ઓળખાણ કરી લ્યો." એમ કહી પ્યારીલાલને ગીરફતાર કરવા સારૂ બિહારીએ લટપટસિંહને ઇશારો કર્યો. લટપટસિંહે એની આજ્ઞા મળતાંવારને, બીજી કશી લટપટ કર્યા વગર પ્યારીલાલના હાથ પકડી લીધા અને કહ્યું:—"ચલો બાબુ ! હમ તુમકો થાનામેં લે જાયેગા; તુમ બહુત દારૂ પી કર સડક મેં ધૂમ મચાતા હૈ."

અચાનક પોતાને આ પ્રમાણે ગીરફતાર થએલો જોઇને પ્યારીલાલે વિસ્મય પામી પ્રશ્ન કર્યો:—"ભાઇ બિહારી ! આ શું તોફાન છે ? આ પહેરાવાળો શું બકે છે ! મ્હારા કુળમાં અત્યાર લગી કોઇએ પણ શરાબનો સ્પર્શ સરખોયે કર્યો નથી—અને આ પહેરાવાળો મ્હને દારૂડીયો કહી ગેટ પર લઇ જાય છે. કોઇ બદમાશ જણાય છે, આ પહેરાવાળો. હું કોણ ? સુપ્રસિદ્ધ વૈદ્ય પંચાનન પ્યારીલાલ શર્મા. કોણ બદમાશ મ્હને દારૂડીયો કહે છે ?"

બિહારી:—"જાઓ, ભાઈ ! મુંગા મુંગા ગેટ પર ચાલ્યા જાઓ. ત્હમારા મ્હોંડામાંથી દારૂની આટલી બધી ફાક આવે છે, અને ત્હમે સફાઇમાંથી હાથ કાઢતા નથી, એ કોના ઘરની રીત ? ઘરડે ઘડપણ ઝલાવાની ઇચ્છા હતી; બુઢ્ઢી ઘોડીને લાલ લગામ વગર કાંઇ ચાલે ? આજની રાત સાસરાં સુખ વાસરામાં ગાળો. ત્યાં આગળ ત્હમારા પિતૃપુરૂષોનાં પિણ્ડ—દાનની પણ વ્યવસ્થા

થઇ જશે. અત્યારે મિજાસ ખોઇ ધુંઆ પુંઆ કર્યાથી શો ફાયદો ઉપજવાનો હતો ?

ક્રોધથી નખ શીખ કાંપતાં કાંપતાં પ્યારીલાલે ધુજારો કર્યો:– “ મૂર્ખ ! પાખણ્ડ ! બદમાશ ! શું બોલ્યો તું ? મ્હારા મ્હોંડામાંથી દારૂની ફાક આવે છે ? એમ કહેતાં ત્હારી જીભનાં કકડા કેમ નહિ થઈ ગયા ? સ્વાર્થપર ! ધૂર્ત ! નરાધમ ! મ્હારી સાથે પરિચય બાંધ્યો, તેં આખરે આ પરિણામને ખાતર ! ધર્મ, ઈશ્વર, એ શબ્દો જો સત્ય હશે, તો ત્હમને લોકોને જરૂર આ ત્હમારા દુષ્કાર્યનો બદલો મળશે. મ્હારા જેવા વૃદ્ધ અને અસહાયને જે પીતાડ્યું છે, તેનું વેર ભગવાન જાતે લેશે. આ દુનીયામાં તો ‘ કર ને જો ’ છે. કર્મનું ફળ પૂરેપૂરૂં ભોગવવું પડશે. ”

“ બાબૂ ! ચિલ્લાઈયે મત ! થાનામેં ચલીયે ! વહીં આપકા મિજાજ ઠીક હો જાયગા, ” એમ કહી લટપટસિંહ એને જબરદસ્તીથી ખેંચીને ગેટપર લઈ ગયો. જતાં જતાં પ્યારીલાલે મોટે સાદે બરાડા પાડતાં કહ્યું:–“ ગોપાળ બાબુ ! ત્હમે કયાં છો ? જલદી ઘેર જાઓ, નહિતર મ્હારી માફક, બિહારી અને નનીલાલ મારફત, ત્હમારા ઉપર પણ વિપત્તિનું વાદળ ઘેરાઇ આવશે. ” એ લોકોના ગયા બાદ બિહારીએ કહ્યું:–“ ગોપાળની સ્ત્રી અંહી આવવાની વાતનો ભેદ એ પામી ગયો હોય એમ લાગે છે. એનાં ડોશીમાએ એને વાત કરી હશે. ગમે તેમ, પણ એને છુટો રહેવા દીધો હત, તો એ આપણને કોઇને કોઇપણ પ્રકારે હેરાન કર્યા વગર રહેત નહિ. ”

નનીલાલ:–“ ખરૂં કહો છો, ત્હમે. છો રહેતે: આજની રાત હાજતમાં; પછીથી બધું જોઇ લેવાશે. કાલી બાબુ આપણા પોતીકા માણસ છે; એ બધું સમાલી લેશે. ”

એ બન્ને જણા આ પ્રમાણે મસલત ચલાવી રહ્યા હતા, તે વખતે અચાનક ગોવિન્દચન્દ્રનું ત્યાં આગળ આવવું થયું. શરીર સારૂં નહિ હોવાથી, ઓફિસથી રજા લઈ, એ ભાઈ સાહેબ ઘેર ઉપડતા હતા. પરંતુ વખતસર ટ્રેન નહિ મળવાથી, એમને જરા મોડું વિશેષ થયું હતું. અત્યારે બિહારી અને નનીલાલને રસ્તા ઉપર આ પ્રમાણે વાતો કરતા જોઇ, ગોવિન્દ બાબુએ કહ્યું:–"કેમ, ભાઈ! જેલજાત્રાએ કોને મોકલો છો? હવાલાતની હવા કોને ખવડાવવા માંડી છે?"

બિહારીએ એને જોઈ વિસ્મય પામી, અત્યન્ત વિનમ્ર બની પ્રત્યુત્તર આપ્યો:–"કોણ ગોવિન્દ બાબુ? માથાપર કપડું કેમ લપેટયું છે? ર્હેં તો ત્હમને આવા વેશમાં ઓળખ્યા સુદ્ધાં નહિ."

ગોવિન્દ:–"ભાઇ! આજે મ્હારી તબીયત ઠીક નથી તેથી.–" બિહારીએ એને અધવચ અટકાવીને કહ્યું:–"આ વખતે આપ આવી પહોંચ્યા, એ ઘણું સારૂં થયું. આપના ઘરની કોઇ સ્ત્રી સાથે ગોપાળ બાબુની સ્ત્રીને કાંઇક કચકચ થઇ હશે, તેથી ગોપાળ બાબુએ પોતાની સ્ત્રીનો પક્ષ લઇને આપની સ્ત્રીને માર માર્યો છે, અને ઘરડા કવિરાજ પ્યારીલાલે તેમાં ગોપાળ બાબુને મદદ પણ કાંઇક કરી છે. તે ગમે તેમ હોય, પણ હમે લોકો તો આપના ઉપકારના ઋણ નીચે છીએ ગોપાળ બાબુને આપના પ્રત્યે આવો અન્યાય કરતા જોઇ, હમે લોકોએ પણ એને બે એક વાત સંભળાવી દીધી; એ હમને મારવાને આવ્યા; તે વખતે એ નિશામાં ચકચૂર હતા; એમને પોલિસ પકડીને ગેટપર લઈ ગયા છે" એમ કહી નનીલાલની સાથે એ નાસવાની તૈયારી કરવા લાગ્યો.

અત્યાર અગાઉ, એજ રસ્તેથી આવતાં ગોવિન્દચન્દ્રે પ્યારીલાલને પોલીસની સાથે જતો જોઇને, તેનું કારણ પૂછ્યું હતું; પરંતુ

લંટપટસિંહ એને જોર જુલમથી ઘસડી લઇ જતો હોવાથી, એનાથી બરાબર ખુલાસો ન કરી શકાયો; માત્ર આટલું જ એ કહી શકયો હતો, કે "મ્હારી માફક ત્હમારો ભાઇ પણ આપદામાં ફસ્યો છે. બની શકે તો હમને બચાવજો; હમે બન્ને જણા નિર્દોષ છીએ". આ સમયે ગોપાળ-ચન્દ્રનું પોલિસના હાથે પકડાવાનું સાંભળીને, ગોવિંદ બાબુને બધું એનું ભોપાળું જણાઇ ગયું; પરંતુ ગોપાળ બાબુને છોડાવવાની વાત ન કરતાં ઉલટો જુદો આનંદ પ્રકાશ કરતાં કરતાં ગોવિંદ બાબુએ એ શરાબીઓને જણાવ્યું:–" સારૂં થયું ! એને તો એમજ જોઇએ ! પણ ભાઇ ! પોલીસ લોકોનો ભરોસો નહિ. એ લોકો તો લાંચના માર્યા છોડી પણ મૂકે, તો આપણો મ્હોંમાં આવેલો કોળીયો જતો રહે. હા, પણ ભાઈ! એ કાંઇ વાત છે ? એનો અન્યાય તો જુઓ ! હું ઘેર તો હતો નહિ, ને મ્હારી સ્ત્રીના ઉપર હાથ ઉગામવો, એ એને માટે લાજમ હતું, ભાઈ ?"

ગોવિન્દ બાબુની વાતથી બિહારીના ટાંટીયામાં કાંઇક જોર આવ્યું; એણે જવાબ દીધો—"ઉંહ ! આપની સાથે તો એણે ભારે અન્યાય કર્યો છે. આપ ઘણા ભલા માણુસ છો, તેથી કાંઇ બોલતા નથી. આજે હમે લોકો એને બરાબર સ્વાદ ચખાડીશું. હમે લોકોએ એવી વ્યવસ્થા કરી છે કે આજની રાત તો એનાથી નજ છુટા થઇ શકાય. આ વખતે આપ કાંઇ એવી સહાયતા કરો, કે એને કાયમને માટે સજા થઈ શકે."

ગોવિન્દ:–"ઘણું સારૂં, ત્હમારા આ કામથી હુ ઘણો રાજી થયો છું. ગેટપર શરત્બાબુ હતા કે ?"

નનીલાલ:–"ના, એ તો ઘેર ગયા છે; એમનું પણ શરીર સારૂં નથી."

ગોવિન્દ:–"ત્યારે તો આ કામમાં ફાવટ નહિ આવે. શરત્ ત્મારની આંખે આગળ આવી રહેતી છે. એને ખબર કરીશ, એ

જરૂર મ્હારી ઇચ્છા પ્રમાણે કામ બનાવશે. ત્હમે ભાઇને શા ગુન્હા પર પોલીસને સ્વાધીન કરી દીધા છે ?"

નનીલાલઃ—"જી, રસ્તામાં છાકટા બનીને સુલેહનો ભંગ કરવા બદ્દલ."

ગોવિન્દઃ—"ત્યારે તે વખતે તો ત્હમે મારપીટ કરવાની વાત કરતા હતા ને ?"

બિહારીઃ—"જી ! એ બન્નેય કારણોને લીધે હા, પહેલો ગુન્હો વધારે ભયંકર છે.અત્યારે પણ એને મ્હોંડથી દારૂની છાક મારી રહી હશે"

ગોવિન્દઃ—"જે થયું તે ઠીકજ થયું છે. ચાલો, આપણે શરત્ બાબુને ઘેર જઇએ. એકવાર એમને મળીને બધીય વાતોનો ખુલાસો કરીને એને ભારે શિક્ષા કરાવરાવીએ."

બિહારીઃ—"ચાલો: આપ જાતેજ જ્યારે આ કાર્યમાં હમને મદદ કરી રહ્યા છો, તો પછી ચિન્તા કરવા જેવું છેજ શુ ?"



# પ્રકરણ ૨૩



## शठं प्रति शाठ्यम्।

*And what is friendship but a name,*
*A charm that lulls to sleep,*
*A shade that follows wealth or fame,*
*And leaves the wretch to weep?* (Goldsmith)

આ પ્રમાણે પોતાના મનની વાત છુપાવી, ગોવિન્દચન્દ્ર નીચમતિ બિહારી અને નનીલાલને સાથે લઈને શરત્ચન્દ્રને ઘેર આવ્યો. શરત્ચન્દ્રે એકાએક ગોવિન્દચન્દ્રને ત્યાં આગળ જોઈને, સાદર સંભાષણ-પૂર્વક કહ્યું:—"કેમ, ઘરના શા સમાચાર છે?"

ગોવિન્દ:—"હું હજી ઓફિસથી હમણાંજ ચાલ્યો આવું છું. ઘરની કાંઈ ખબર નથી. ત્હમારા શા સમાચાર છે?"

શરત્:—"ક્ષેમકુશળ; મ્હેં સાંભળ્યું છે કે ત્હમારી સ્ત્રીને દીકરી આંપડી છે. અત્યારથીજ મ્હારી ત્હમારી ગૃહ-લક્ષ્મીઓએ નારાયણની સાથે એનો વિવાહ જાહેર સુદ્ધાં કરી દીધો છે."

ગોવિન્દ:—"ઘણું સારૂં થયું; એ સંબંધમાં ભાઈ! મ્હારે ત્હમને એક ખાસ ખાનગી વાત કરવાની છે. આ બિહારી અને નનીલાલે આજે મ્હારા ઉપર મોટો ઉપકાર કર્યો છે."

એ સાંભળી શરત્ચન્દ્રે એ લોકોને દીવાનખાનામાં બેસવા અનુરોધ કર્યો. એ બન્ને સજ્જનો ત્યાં જઈને બેઠા. ગોવિન્દ બાબુએ શરત્ચન્દ્રને એકાન્તમાં કહ્યું:—"ભાઈ! હું મહા વિપત્તિમાં આવી પડ્યો છું; ત્હમે કૃપા કરી એકવાર ગેટ પર ચાલો. આ

બિહારી અને નનીલાલ દ્વારા મ્હારા ભાઇ અને વૃદ્ધ કવિરાજ પ્યારીલાલને બનાવટી તહોમતસર ગેટ પર મોકલવામાં આવ્યા છે. હું ચાલાકીથી એ બન્નેને ત્હમારે ત્યાં લઇ આવ્યો છું. કોઇપણ પ્રકારે ત્હમે એ લોકોને બનતી તાકીદે ગીરફતાર કરો."

"સારૂં; થોડીકવાર ત્હમે એ લોકોની સાથે દીવાનખાનામાં બેસો; હું હમણાં આવું છું." એમ કહી શરત્ચન્દ્રે ઘરમાં જઇ ખાનદાન માણસોની જેમ આગતા સ્વાગતા કરવામાં આવે છે, તે પ્રમાણે એ લોકોને સારૂ પાન તંબાકુનો ઠાઠ રચી દીધો. બિહારી અને નનીલાલ પોતાની આમ ખાતર થતી જોઇને ફુલાઈને ફાળકા થયા. બિહારીએ ધૂમ્રપાન કરતાં કરતાં કહ્યું:–"ગોવિન્દબાબુ ! આપ જેવા ભલા માણસને ગોપાળબાબુએ બહુ હેરાન કર્યા છે."

ગોવિન્દ:–"જવાદો, એ પારિવારિક પુરાણ અત્યારે ખોલવાની જરૂર નથી."

નનીલાલ:-"ખરી વાત છે. નહિ, ભાઇ બિહારી ! એવી ઘર ઘરના ખાનગી ઝગડાની વાત આપણે અંહિ શું કરવા કરવી ?"

ગોવિન્દ:–"ચાલો, પહેલાં આપણે લોકો ગેટ ઉપર જઈને ભાઇને સખ્ત સજા કરાવવાનો બંદોબસ્ત કરી આવીએ.

બિહારી:–"ચાલો, ચાલો."

"ચાલો ભાઇ ! હું પણ તૈયાર છું," એમ કહી શરત્ચન્દ્ર પોલિસના સ્વાંગમાં સજ્જ થઇને, એ લોકોને લઇ, ગેટ તરફ ચાલવા લાગ્યા. થોડેક દૂર ગયા બાદ, શરત્બાબુએ બિહારીને પ્રશ્ન કર્યો:–"હાં, ભાઇ ! ત્હમે ગોપાળબાબુને કયા ગુન્હાના આરોપ સર પરહેજ કરાવ્યા છે ?"

બિહારી:–" જી, રસ્તામાં છાકટા બનીને તોફાન કરવાના આરોપસર. "

શરત:–" એમાં એનો શું વિશેષ ગુન્હો છે? ત્હમારા મ્હોડામાંથી પણ અત્યારે દારૂની ફાક આવે છે. ત્હમને પણ હું પોલિસને સ્વાધીન કરી શકું તેમ છું. "

નનીલાલ:–" જી, આપ લોકો તો સર્વ કાંઇ કરી શકો તેમ છો. આપની ઇચ્છા થતાં નિર્દોષ ને ફસાવટમાં નાંખી શકો છો અને દોષિતને છુટો કરી શકો છો. એ સઘળું આપની ઇચ્છા ઉપર આધાર રાખે છે. "

શરત્ચન્દ્રે ઇષત્ હાસ્ય કરી, એ લોકોની પાસે જઇને કહ્યું:–" એ કામ બાયલા હીચકારા પુરૂષોનું છે. નિર્દોષને મુકત કરવા તથા દોષિતને સજા કરવા સારૂ હું ત્હમને બન્નેને પરહેજ કરૂં છું." એમ કહી એમણે તે બન્નેના હાથ જોરથી પકડી લીધા.

આશ્ચર્યાન્વિત થઇ, નનીલાલ અને બિહારીએ કહ્યું:–" દારોગા સાહેબ! હમે લોકો બીલકુલ બેગુનેહગાર છીએ. હમારો કાંઇપણ કસુર નથી. આપ હમારા ઉપર આમ ગેરવ્યાજબી અન્યાય કેમ કરી રહ્યા છો?" એમ કહી એ બન્ને જણાંઓએ હાથ છોડાવી નાશી છુટવાનાં ફાંફાં માર્યાં. તે જોઇને શરત્ચન્દ્રે કહ્યું:–" હવે કયાં નાશી છટકશો? ત્હમે લોકો ત્હમારી બેવકુફીથીજ મ્હારા હાથમાં સપડાયા છો. અગાઉ એક વખત ત્હમારો ગુન્હો સાબીત થવા છતાં, જેમની ભલામણથી મ્હેં ત્હમને છોડી મુકયા હતા, તેજ સખ્સના અનુરોધથી આજે મ્હારે ત્હમને ફરીથી ગીરફતાર કરવા પડયા છે. આ વખતે ત્હમારે ત્હમારો ગુન્હો કબૂલ કરવો પડશે." એ સાંભળી, બિહારીએ વિનય પૂર્વક કહ્યું:– 'દુહાઇ ગોવિન્દબાબુની! હું કોઇ પણ રીતે ગુનેહગાર નથી. ગોપાળબાબુ આપના દુશ્મન

છે, એ હંમેશાં આપના અનિષ્ટમાં રાજી છે; હમે લોકોએ આપનાં ભલાને ખાતર એમને પોલિસને સ્વાધીન કરી દીધા છે; આપ દયાળુ અને બુદ્ધિશાળી છો; કૃપા કરી હમારા ઉપર રહેમ નજર કરો અને હમને બચાવો." ગોવિન્દબાબુએ ગંભીર સ્વરે જવાબ આપ્યો:–"બિહારી! ત્હમે જે સમજ્યા છો, તે ભૂલભરેલું છે. ત્હમારી સાથે મ્હારે તકરાર થાય, તો ત્હમારી સાથેની મિત્રતાનો તાત્કાલિક અન્ત આવશે–કેમકે મ્હારે ને ત્હમારે લોહીનું સગપણ નથી. આપણો સંબંધ કેવળ કૃત્રિમ અને સ્વાર્થને ખાતર બંધાએલો છે. પરંન્તુ ભાઇ ભાઈનો સંબંધ તદ્દન નિરાળોજ છે. એક કોઠામાં આળોટેલા–એક લોહીથી ઉત્પન્ન થએલા ભાઇ ભાઈ વચ્ચેની દુશ્મનાવટ કાયમને માટે કદી રહી શકશે નહિ. એક લોહીનું ખેંચાણ કંઇ ઓર હોય છે! "Blood is thicker than water." લોહીનું ખેંચાણુ જબરદસ્ત હોઇ, અવિચ્છિન્ન રહે છે. લક્ષ્મણને શક્તિબાણુનો પ્રહાર થયાબાદ રામનો વિલાપ ત્હમે નથી સાંભળ્યો શું? મહાત્મા રામચન્દ્રજીએ મૂર્ચ્છિત ભાઈના તરફ દૃષ્ટિપાત કરી નીચે પ્રમાણે ઉદ્‌ગાર કાઢ્યા હતા:–

"સુત–બિત–નારિ–ભવન–પરિવારા, હોહિં જાહિં જગબારંબારા;
અસ વિચારિ જીય જાગહુતાતા, મિલહિં નબહુરિ સહોદર ભ્રાતા."

રામચન્દ્રના આ ભ્રાતૃપ્રેમપૂર્ણ વચનોની ચારેમેર પ્રશંસા થાય છે. અને એથી ઉલટું વિભીષણ જેવા ધાર્મિક પુરૂષે ભ્રાતૃ-વિચ્છેદ કરેલો હોવાથી એના સંબંધમાં સંસારમાં કહેવત જાણીતી થઇ ગઇ છે કે "ઘરકા ભેદિયા લંકા દાહ" અર્થાત્ 'ઘર ફૂટે ઘર જાય.' એજ આશયનું પ્રતિપાદન કરનારી કહેવત જાણીતી છે કે સંપ ત્યાંજ જંપ.' 'Union is strength, 'United we stand and divided we fall' એ સુપ્રસિધ્ધ ઇંગ્રેજી ભાષાની કહેવતો

પણ એટલીજ અર્થસૂચક છે. આજે હું ભાઇની વિપત્તિને માટે ત્હમારી આગળ આનંદ પ્રકટ કરીશ, તો સંભવિત છે કે ત્હમેજ પાછા ધમંડની સાથે કાલે કહેવા લાગશો, કે ગોવિન્દના દેખતાંજ હમે એના ભાઇને હાજતમાં મોકલ્યો હતો; પણ એનામાં એટલી તાકાત નહોતી કે એના ભાઈને છોડવી શકે. હું ત્હમારા લોકોની બદમાશીથી પૂરેપૂરો વાકેફ થઇ ગયો છું. કહો, જોઇએ શા ગુન્હાપર ત્હમે લોકોએ પ્યારીલાલ વૈદ્યરાજને પોલિસને સ્વાધીન કર્યો છે તે ?"

ડરતા કાંપતા એ લોકોએ જવાબ આપ્યો:—"બાબુજી ! એણે દારૂ પીધો હતો, તે ખાતર."

ગોવિન્દચન્દ્રે ગર્વપૂર્વક પ્રત્યુત્તર આપ્યો.—" જુડી વાત છે; તદ્દન નપગી ગપ છે." આ પ્રમાણે ધોંધાટ થતો સાંભળીને, લટપટસિંહ ધસ્યો ધસ્યો ત્યાં આગળ આવીને કહેવા લાગ્યો:— "અરે, કોણ છે ? અંહીં સડક ઉપર શોર બકોર કોણ કરી રહ્યુંછે ?" શરત્બાબુને જોઈને એણે નીચા વળીને એમને એક સલામ કીધી. સામે ઉભેલા શરતચન્દ્રે એને આવેલો જોઇને, બિહારી અને નનીલાલને ગેટ પર લઈ જવા ફરમાવ્યું. લટપટસિંહ આશ્ચર્ય ચકિત થઈ એકવાર એમની સામે જોઈ રહ્યો, અને પછી એ બન્ને શરાબીઓને બાંધીને ગેટ પર લઈ ગયો. શરત્ચન્દ્ર અને ગોવિન્દ બાબુ પણ એમની પાછળ ચાલવા લાગ્યા.



# પ્રકરણ ૨૪

## સતીત્વ રક્ષા.

*'Tis chastity, my brother, chastity;*
*She that has that, is clad in complete steel.* (***Milton***)

વસંત ઋતુની પૂર્ણિમાની રાત છે. નવ વાગ્યાનો સુમાર થએલો છે. આકાશમાં નિશાપતિ શીતાંશુએ દલબલ સહિત પોતાની વિમલ કાન્તિમય જ્યોત્સનારાશિ દિગદિગન્તે વિસ્તારી છે. વસંત સમીર ધીમે ધીમે વાઇ રહ્યો છે; દિવસના શ્રમથી કોઈ કોઈ સ્થળે કોકિલનું કૂજન શ્રવણ-ગોચર થાય છે; અસંખ્ય સમડીઓનો કોલાહલ દિક્ મંડલને પ્રતિધ્વનિત કરી રહ્યો છે, એવે સમયે મોહિની સુંદરી સુન્દર વસ્ત્રાલંકારમાં સજ્જ થઇને, બીજા માળના એક ખંડમાં બારી આગળ બેઠી બેઠી, આ પ્રમાણે વિચાર કરી રહી છે:– "વારૂ, મોક્ષદા મ્હારે મન કોણ? એ મ્હારી શી સગી? મ્હારે ખાતર એ આટલી બધી ખટપટ કેમ કરી રહી છે? આટલી કાળજી પૂર્વક મ્હને સુન્દર વસ્ત્રાલંકાર પહેરાવવાનો આજે એને આટલો બધો ઉત્સાહ તેમજ આગ્રહ શામાટે હોવો જોઇએ? મ્હારા રૂપની એ જેટલી પ્રશંસા કરી રહી છે, તેટલી તો બીજું કોઇ કરતું નથી. મ્હારા પતિની એ જેટલી નિન્દા કરે છે, તેટલી નિન્દા કરનારૂં એના સિવાય બીજું કોઇ નથી. એમને શરાબ પીવડાવવાને એને જેટલું શૂર છુટે છે, તેટલું બીજા કોઇને છુટતું નથી. એટલી વાત તો બેશક ખરી છે કે, એનો મ્હારા પ્રત્યે અનહદ અનુરાગ છે. સુવર્ણા ફોઇ વગેરે ડોસાં ડગરાં સાથે વેચાતી લડાઇ વ્હોરી લઈ, તીખા તમતમતા ચાર બોલ ત્હેમને સંભળાવતાં એ આચકો ખાતી નથી.

બીજાની માફક નાની વહુની એ પ્રશંસા પણ કરતી નથી." મોહિની આ પ્રમાણે વિચાર વમળમાં ગોથાં ખાતી હતી, તે સમયે એકાએક મોક્ષદા ત્યાં આવીને કહેવા લાગી:–"અહા ભાભી! શું રૂપરૂપના અંબાર જેવી ત્હમારી સુંદર દેહ-લતા છે! મધુર આકૃતિને સુંદર વસ્ત્રાલંકારથી સુસજ્જ કરી હોય, તો પછી સોનામાં સુગન્ધ અને વાદળમાં વીજળીની પેઠે કામ બાંકુંજ બની જાય, હોં! અહા, ભાભી, પણ ત્હમને વર ત્હમારા લાયકના ન મળ્યા હોં! દારૂ ઢીંચીને બધો રોફ ત્હમારા ઉપર કાઢે છે. નમ્બરો માટી બૈરીપર શૂરો."

મોહિની:–"મોક્ષદા! અત્યારે ત્હને જોઇને હું કદી નહિ અનુભવેલું અનુભવું છું.

'ધડક ધડક છાતી ઉછળે કેવી આજે;
ભયથી શરીર કેરાં રોમ ઉંચાં થયાં જે!"

મોક્ષદા:–"એમ કેમ, ભાભી? ત્હમે તો ઘેલાં થયાં છો, ઘેલાં. આવું વિના કારણ ખોટું લગાડાય કે? હું તો ત્હમને તે દિવસે કહેતી હતી, તે બગીચામાં લઈ જવા આવી છું. વાઘ જેવા હું છું ત્હમારી સેવામાં અને ત્હમારે ડર કઈ વાતનો છે?"

મોહિની:–પતિનો: એ કદાચ એચીંતા આવી પહોંચે તો મ્હારે માટે એમના મનમાં શો વિચાર આવે? ના, ના હું ત્હારી સાથે બગીચામાં નહિ આવી શકું. હું બરાબર સમજી શકતી નથી, પણ કોણ જાણે કોણ મ્હને એ બાબતમાં સાફ મના કરી રહ્યું છે"

મોક્ષદા:–"નવું સવું હોય છે, ત્યારે એમજ થાય છે. બે ચાર દિવસ આવ જા કરી રહેશો, એટલે બધો ડર આપો આપ દૂર થઇ જશે. અને ત્હમારા પતિ તરફની ચિન્તાજ કરશો નહિ: તે દિવસે એમણે ત્હમને જે લાત મારી હતી, તેનો આજે મ્હેં એમને

પૂરેપૂરો બદલો અપાવ્યો છે. અત્યારે એ જેલ મહેલની સહેલ કરી રહ્યા છે."

એ વાત સાંભળીને મોહિની તો આભીજ બની ગઈ. આખીને આખી ધ્રુજી ઉઠી; એનું મુખ મંડલ સૂકાઈ ગયું. આકુળ વ્યાકુળ થઇ, બ્હેબાકળે અવાજે બોલી ઉઠી:—" શું બોલી મોક્ષદા ? શું કહ્યું ત્હેં ? મ્હારા પતિને ત્હેં કેદમાં નંખાવ્યા છે ? તું કોણ છે, મોક્ષદા ? મનુષ્ય કે રાક્ષસ ? મીઠા ફાંસીયાનીજ ત્હેંનો ગરજ સારી છે. મીઠી મીઠી વાતો કરીને મ્હને બ્રમજાળમાં નાંખી; મ્હારો સર્વનાશ કરવો ધાર્યો છે, કેમ ? હવે, હું ત્હને બરાબર ઓળખી ગઇ છું. તું મ્હારી દુશ્મન છે; મ્હારી સાથે ત્હેં શત્રુવટુંજ કર્યું છે. હું ગૃહસ્થની કુલ–વધૂ છું. મ્હને પતિ–પ્રેમથી વંચિત તથા અસહાય જોઇ, તું મ્હને પાપ–માર્ગના ફંદમાં ફસાવવા માંગતી હતી, કેમ ? પરન્તુ હવે મ્હને ડર કોઇ વાતનો નથી. આ જો, મ્હારી રક્ષા કોણ કરી રહ્યું છે તે ! સતીકુલ–રાણી સાક્ષાત ચણ્ડિકા દેવી મ્હને અભય આપી નિર્ભય બનાવી રહી છે !"

મોહિનીની કારમી ચીસોથી સુઇ રહેલી પ્રભાવની એકાએક જાગી ઉઠી: સફાળી ઉઠીને ઓચાનની માને બાઝી પડી, અને કહેવા લાગી:—"મા ! શું છે ? આમ ધાંટાઘાંટ કેમ કરતાં હતાં ? બાબુજી કયાં છે ?"

મોહિનીનો ભાવ બદલાએલો જોઇને, મોક્ષદા હતાશ ચિત્તથી નીરવ, નિ[illegible] તેમજ નિઃસ્તબ્ધ ભાવે થોડીક ક્ષણ ત્યાં ઉભી રહ્યા બાદ, મુઠી વાળીને છ પાંચ કરી જવાની ચેષ્ટા કરવા લાગી: તે જોઇ મોહિનીએ જોરથી ત્હેના હાથ કબજે કરી લીધા અને કહ્યું:—" અભાગણી ! હવે નાસે છે, કયાં ?" ત્યારબાદ એણે પ્રભાવવતીને કહ્યું:—"પ્રભા ! જા દોડતી કે સુવર્ણા ફોઇને તો અંહી બોલાવી લાવ; આ કર્કશા મ્હારો સર્વનાશ કરવા તૈયાર થઇ હતી." માતો

હુકમ મળતાં વારને પ્રભાવતી સુવર્ણાફોઇને તેડવા ગઈ. મોક્ષદાએ ડરના માર્યા હાથ છોડાવી નાશી છટકવા બહુ બહુ ફાંફાં માર્યાં, પણ ફાવી નહિં, કેમકે અત્યારે સાક્ષાત્ ચણ્ડિકાનું ઝનુન મોહિનીમાં ભરાયું હતું. થોડીવારમાં પ્રભાની સાથે સુવર્ણા ફોઇ આવી પહોંચતાં મોહિનીએ ત્હેને કાલાવાલા કરીને કહ્યું:–" માજી ! આજે ત્હમે મ્હને બચાવો. મ્હેં અણસમજથી ત્હમારી સાથે જે મૂર્ખતાભરી નાદાની કરી છે, તે ભુલી જાઓ. હવે હું સમજી ગઇ છું કે ત્હમેજ મ્હારા હિતચિન્તક છો, હું પાપી છું. ત્હમને અલગ કર્યાનું અત્યારે પ્રાયશ્ચિત ભોગવી રહી છું. જે કોઇ કુલ–વધૂ મ્હારી માફક સર્વમયી ગૃહિણી થવા ઇચ્છતી હોય, ત્હેણે મ્હારી આ ભયંકર અવસ્થા પરથી ધડો લેવો જોઇએ કે જે ઘરમાં વૃદ્ધ અનુભવી બાઇઓ નથી, તે ઘરની પાયમાલી મ્હારા ઘરની પેઠે અનિવાર્યજ છે."

સુવર્ણા ફોઇએ મોહિનીને આવી નરમ માખણ બની ગએલી જોઇને કહ્યું:–' ડર શી વાતનો છે ભાભી ? ત્હમે આટલા જોરથી કેમ આના હાથ પકડી રાખ્યા છે?" મોહિની :– આ રાંડ ચંડાળણે છળકપટથી ત્હમારા મોટા ભાઇને શરાબ પાઇને પોલિસને સ્વાધીન કરી દેવડાવ્યા છે. માજી અત્યારે હું લાચાર છું, અસહાય છું. ત્હમે એનો કાંઇક ઉપાય કરો"

"અરે બાપરે ! આ રાંડતો મહાલક્ષણવન્તી નીકળી! " સુવર્ણા ફોઇએએને ઘસડીને અંધારી કોટડીમાં લઇ જઇને ત્યાં એને ગોંધી દીધી. મોક્ષદા પાંજરામાં ફસાએલા વાઘની પેઠે નિરૂપાય થઇને કહેવા લાગી;–" સુવર્ણામા ! મ્હારો કશો વાંક નથી. એ મ્હને રોજ ત્હમારી સાથે જુદા ઝઘડા વ્હોરી લેવા ઉશ્કેરતી હતી. કૃપા કરી મ્હને છોડી મૂકો." "બહુ સારૂં; એકવાર શરત્ બાબુને ઘેર જઇ આવીને પછી ત્હને કાયમને માટે છોડી મૂકીશ. મોટી ભાભી ! હવે કશો ભય રહ્યો

નથી. મુંઝાશો નહિ હોં. હું હમણાં આવી જાણજો." એમ કહીને સુવર્ણાં ફોઇ, ત્યાંથી શરતચન્દ્રને ઘેર જવાને નીકળ્યાં. મોક્ષદા અંધારી કોટડીમાંજ ગોંધાઇ રહી.



# પ્રકરણ ૨૫



## વગરભાડાની કોટડીમાં ગોપાળચન્દ્ર

*Thou Comest not to thy place, by accident,*
*It is the very place God meant for thee. (Trench).*

ગોપાળચન્દ્ર તેમજ પ્યારીલાલને ગેટપર લઇ જવામાં આવતાં, સબઇન્સ્પેકટર કાલીચરણ બાબુએ કાંઇ પણ પૂછપરછ કે તપાસ ચલાવ્યા વગર, ત્હેમને હાજતમાં નંખાવવાની જોહુકમી ચલાવી હતી. સબઇન્સ્પેકટર સાહેબનું વય આશરે ચાલીશ વર્ષનું હશે. એમણે એ ખાતામાં લાંબો વખત નોકરી કરીને ખીસાં તર કર્યાં હતાં. અગાઉના હેડઇન્સ્પેકટર સાહેબની એમના ઉપર સારી મહેરબાની હતી; પરંતુ જ્યારની શરત્ચંદ્ર બાબુની એ જગ્યાપર નીમણુંક થઇ હતી; ત્યારથી એમનાં તાળવાં ઠંડાં થઇ ગયાં હતાં. શરત્બાબુને પોલીસ ખાતાંનો લેશ માત્ર પણ વા વાયો ન હતો. એ ઘણા સીધા રસ્તાના, સુશીલ સહૃદય સજ્જન હતા. કાળાંધોળાં કરી ઘી કેળાં કરવાનું કદી એમને રૂચતું નહિ. પોલીસ ખાતાંના બીજા તુંડ મિજાસી અમલદારોની પેઠે કોઇને પણ કડવું કહેવાનો એમનો સ્વભાવ ન હતો. આથી કાલીબાબુને સાપ કાંચળી ઉતારી

નાંખતો હોય, તેમ પોતાની પુરાણી પદ્ધતિ ઘણે અંશે બદલી નાંખવી પડી હતી. તેમ છતાં આજે ઘણે દહાડે શિકાર હાથ લાગ્યો હતો. જાતિસ્વભાવ કાંઈ ઓછોજ તદ્દન નાબુદ થઈ જાય છે? બિહારી અને નનીલાલ પાસેથી મનમાની રૂશવત મળતાં, એ લોકોની સાથે થએલી સંતલસ પ્રમાણે એણે ગોપાળચન્દ્ર તથા પ્યારીલાલને વગર ભાડાની કોટડીના મે'માન બનાવ્યા હતા. શરતબાબુના શરીરની અસ્વસ્થતાએ એ સોનેરી તક મેળવી આપી હતી. આ સમયે અને આ સ્થળે કોઈ જામીન થઈ શકે તેમ નહિ હોવાથી, રાત્રીના સાડા નવનો અમલ થતાં સુધી બન્ને જણા બીચારા એ ઇજ્જતદાર ચોર–ડાકુ–ખુનીની માફક હવાલાતની હવા ખાતાજ પડી રહ્યા. ત્યાં આગળ ગોપાળચંદ્ર તથા પ્યારીલાલ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત ચાલી રહી હતી.

ગોપાળ:–" અંધારાની બાધી એ: ત્હમારી કદાચ ભુલ થતી હશે; એમ તે કાંઈ ગોવિંદ આપણે માટે રસ્તામાં રખડતો ફરતો હશે? "

પ્યારીલાલ:–" ના, ના: ખરેખર એ ગોવિંદ બાબુજ હતા. મ્હારી આંખો એમ તે કાંઈ છેકજ મ્હને છેતરતી હશે કે? જો કે બધી વાતનો બરાબર ખુલાસો કરવાની મ્હને ફુરસદ ન હતી, છતાં મ્હેં આટલી વાતતો અમને કાને નાંખી છે કે હું નિર્દોષ છું અને ત્હમે પણ મ્હારા જેવીજ આપદામાં ફસાઈ પડ્યા છો. હજી સુધી એ આપણને છોડાવવા કેમ નથી આવતા, તે સમજાતું નથી. એમની સ્ત્રી આજે પ્રસવ–વેદનાથી બહુ કષ્ટાતી હતી; કદાચ ત્હેને વધી ગયું હોય, તો પ્રભુ જાણે."

ગોપાળ:–" એ નહિ આવ્યો, તો પણ મ્હારાથી શું મ્હોં લઇને એને દોષ દઈ શકાય તેમ છે! મોટો ભાઈ બાપ બરાબર હોવા

છતાં મ્હેં એને પજવવામાં બાકી રાખી નથી. પૈતૃક્ધન-સંપત્તિનો એનો ભાગ સુદ્ધાં મ્હેં એને આપ્યો નથી. તેનો બદલો હવે મ્હને મળી રહ્યો છે. મ્હારા મૂઢ અંતઃકરણનો અહંકાર ગળી ગયો છે. ઓફિસની જે મોટી પાયરીની નોકરીના ગુમાનમાં ગર્વાંધ બની, મ્હેં ગોવિંદને જૂદો કાઢયો હતો, તે નોકરી પણ આજે રહી નથી. પ્યારીલાલ કાકા! કયાં ગોવિંદ અને કયા હું? મ્હારા પ્રત્યે એનું વર્તન કેવું ઉમદા અને ઉદાર હતું? દયા અને સ્નેહની તો એ સાક્ષાત્ જીવતી મૂર્તિ છે. મ્હેં એને ભુલકું મચાવીને હલકો પાડયો, છતાં એ કદી મ્હારી આંખમાં ખપ્યો નથી. પહેલાંના જેટલુંજ મ્હારૂં માન રાખે છે. ક્રૂર અનુભવે મ્હને શીખવ્યું છે કે બે ભાઇ હળીમળીને ભેગા રહે, તેનાથી શ્રેષ્ઠ શ્રેયસ્કર સુખ બીજું કાંઇ નથી. ગોવિંદની ઇચ્છા ન હોવા છતાં, મ્હેં એને કાઢી મુકયો. તો અત્યારે મ્હારી શી સ્થિતિ થઇ છે? ધર્મ કર્મ મ્હારાં લુપ્ત થઇ ગયાંછે; દુરાચારી, દુર્વ્યસની બનીને અત્યારે આ વગર ભાડાંની કોટડીનો મેમાન બન્યો છું. એના અનુભવ અને ગણતર આગળ મ્હારૂં શાણપણ અને ભણતર નકામાં નીવડયાં છે. ભાઇ ભારતવાસીઓ! સંસાર એ અનુભવની શાળા છે. મનુષ્ય હૃદયની પરીક્ષા કેવળ પુસ્તકના પોપટીયાં જ્ઞાન વડે થઇ શકતી નથી. મ્હારી માફક ચિત્તની દુર્બલતાથી ભાઇથી જે કોઇ અલગ થવા ઇચ્છતો હોય, ત્હેણે મ્હારી સુખપૂર્ણ અવસ્થાનું આ શોચનીય પરિવર્તન, લક્ષમાં રાખી, તે માંહેથી બોધ માત્ર આટલોજ લેવો ઘટે છે કે માંહોમાંહની કુસંપથી સોનાનું ઘર રાખના ઢગ સમાન બની જાય છે."

પ્યારીલાલ:—"ગોપાળ! ભાઇ, તું કહે છે, તે તદ્દન ખરૂં છે. હું પણ ત્હારી જેમ 'સુલનો ભોગ' બન્યો છું. પંચ કહે, તે પરમેશ્વરે કહ્યા બરાબર છે. છતાં મ્હેં કોઇનું પણ કહ્યું ગણકાર્યું નહિ અને જ્યારસાગાં બાળિઅહળ કરવાની ઇચ્છા પણ ન

મુકી, તો અત્યારે મ્હારા આ હાલ થયા છે. મ્હારી દશા જોઇ, બોધ એ લેવાનો છે કે ઘણા માણસો જે કહે તે લોકવાયકા કૂળેછે. સ્વાર્થપરાયણ મનુષ્યો ફસાવી પટાવીને પોતાનું કામ કાઢી લેવા જેમ દોરવે છે, તેમ જેઓ મ્હારી માફક દોરાય છે, તેઓની દશા મ્હારા જેવીજ થવાની, એ નિર્વિવાદ છે.”

એ લોકો આ પ્રમાણે પોતાનાં રોદણાં રડી રહ્યા હતા, તે દરમ્યાન શરતચન્દ્ર, ગોવિન્દબાબુ, કાલીચરણ બાબુ તેમજ બીજા પોલીસ સિપાહીઓ સહિત હાથકડી બેડીઓથી જકડાએલા બિહારી તથા નનીલાલ પણ ત્યાં આગળ આવી પહોંચ્યા. ગોવિન્દબાબુએ મોટા ભાઇને આ હાલતમાં જોઈ ગળગળા સાદે કહ્યું:—“ભાઇ! ભાઈ! ત્હમે આજે અંહી કયાંથી? શ્રદ્ધાસ્પદ સર્વમાન્ય શ્યામસુન્દર બાબુના જ્યેષ્ઠ પુત્રના આજે આ હાલ છે! ચોર ડાકુ–ખૂની વગેરેની પેઠે કેદખાનામાં સડે છે! મ્હારાથી આ દશા જોઈ શકાતી નથી. કવિરાજ મહાશય! ઉઠી જાઓ, આમ ચાલ્યા આવો! હવે કોઇ પહેરાવાળાનો ભય ત્હમારે રહ્યો નથી. જે પહેરાવાળાઓના ઉપર પણ પહેરો ભરે છે, ત્હેમણેજ, જુઓ, આ ત્હમારા શત્રુઓને પરહેજ કર્યા છે. આમ આવતા રહો! હું ત્હમારા લોકોનો જામીન થાઉ છું, હવે ત્હમારે અંહી રહેવું નહિ પડે.”

ત્યારબાદ શરતચન્દ્રે ઇશારો કરી સૂચવવાથી કાલીચરણ બાબુએ બ્હીતાં બ્હીતાં પરન્તુ ઘણી કાળજી પૂર્વક ગોપાળચન્દ્ર તથા બ્યારીલાલના હાથની બેડીઓ ખોલી નાંખી, અને તેજ બેડીઓ બિહારી તથા નનીલાલને હાથે પહેરાવી દીધી. ગોપાળબાબુ આ પ્રમાણે કંગાલ કેદીની હાલતમાંથી છુટા થતાં, ત્હેમણે પ્રસન્નતા પૂર્વક ગોવિન્દબાબુને સસ્નેહઆલિંગન કરીને કહ્યું:—“લજ્જાથી હવે વધુ છોભીલો મ્હને ના પાડો: મોહાન્ધકારમાં ગોથાં ખાઇને ત્હમારા જેવા ગુણી ભાઈ તથા લક્ષ્મી–સ્વરૂપિણી નાનાં ભાભીને જૂદાં

કાઢીને મ્હેં કાંઈ સાર કાઢ્યો નથી. ઉલટો માંખનો માંખજ સળગી રહ્યો હતો. આજે ત્હમે આવીને મારો છુટકારો ન કર્યો હત, તો મ્હારી પૂરેપૂરી કમબખ્તી થાત.”

ગોવિન્દઃ—“આજે તબીયત ઠીક નહિ હોવાથી, ઓફિસથી રજા લઇને સાંજની ટ્રેઇનમાં ઘેર આવવા વિચાર હતો. પણ તે ટ્રેઇન હાથમાં ના આવી. તેથીજ આવતા મોડું થયું. ઘેર જતાં જતાંજ દૈવયોગે રસ્તામાં કવિરાજ મળી ગયા. પરંતુ પોલિસથી ગિરફતાર થએલો એમનો દયામણો દેદાર જોઇને મ્હારા તો હોંસકોસજ ઉડી ગયા. ગિરફતારીનું કારણ પૂછતાં ત્હમે પણ વિપત્તિના વાદળમાં ઘેરાએલા હોવાની વાત એમણે જણાવી. આજે મ્હારૂં ઘેર આવવાનું ઠેકાણું નહતું; કેવળ ઇશ્વર ઇચ્છાથીજ બધું બની ગયું છે.”

ગોપાળઃ—“દૈવયોગે ન કહો, ભાઈ! ત્હમને એ પ્રમાણે અનાશ્રયોને આશ્રય, અસહાયોને સહાય તથા વિપદ્ગ્રસ્ત વ્યક્તિઓના અવલંબનરૂપ થઇ પડવા માટેજ ઇશ્વરે જન્મ આપ્યો છે. હવે મ્હેં ત્હમને ખરા સ્વરૂપમાં ઓળખ્યા છે; મ્હારા મોહ-મુગ્ધ ચિત્તનો વિકાર દૂર થયો છે.”

બ્યાગીલાલઃ—“ગોવિન્દ! ગોવિન્દ! આજે મોટી આફતમાંથી ત્હમે મ્હને ઉગાર્યો છે. મ્હારો આશીર્વાદ છે, કે ત્હમારી સંસાર-યાત્રા સફળ થાઓ, અને ધર્મને વિષે ત્હમારી આસ્થા અચલ રહો.” ત્યારબાદ બિહારી તથા નનીલાલ સામે જોઇને એણે કહ્યું:—“શરત્બાબુ! આ ધૂર્ત નરાધમોને ત્હમે ભારેમાં ભારે સજા કરજો. એ બદમાશોએ લગ્ન કરાવી આપવાની લાલચ આપી, પરસેવાને ટીપે પેદા કરેલા મ્હારા પૈસાનું પાણી કર્યું છે, અને આખરે મહોબતને બદલે મહા મુસીબતમાં નાંખી, મ્હારી આ સ્થિતિ કરી નાંખી છે.”

બિહારી અને નનીલાલ ચું કે ચાં કર્યા વગર દયામણે ચહેરે એમની સામે ટગર ટગર જોઇ રહ્યા. ત્યારબાદ યોગ્ય પુરાવા રજુ કરીને શરત્‌બાબુએ નિર્દોષ પ્યારીલાલ તથા ગોપાળચન્દ્રને છોડી મુકવાનો હુકમ કરતાં કાલીચરણબાબુને જણાવ્યું:–"જુઓ ! ત્હમારા ઉપર મ્હને સખ્ત શક જાય છે. ત્હમે કાંઇપણ પૂછપરછ કે તપાસ ચલાવ્યા વગર વિનાકારણ આ બે સદ્‌ગૃહસ્થોને કેદખાનાની અન્યાય્ય સજા કરી છે. હું આજે રાત્રે આવવાનો નથી, એમ માની લઇને ત્હમે મનસ્વીપણે આપખુદી સત્તા વાપરી છે. ત્હમારા જેવા અયોગ્ય અપ્રમાણિક સહચારી સાથે મ્હારો મેળ શી રીતે મળવાનો હતો ? મ્હારા કામકાજનું ગાડું પણ નિર્વિઘ્ને કેમ ચાલી શકશે ? ત્હમારા જેવા સ્વાર્થપર વ્યક્તિઓના કાર્ય–કલાપથી આપણા બંગાળી ભાઇઓને નીચું જોવુ પડશે અને આ મહિમા–મણ્ડિત ગૌરવો–દ્દીપ્ત શાળી ઈંગ્રેજ સરકારની કાર્તિને કલંક કાલિમા ચોંટશે."

કાલીબાબુ ડરતા ડરતા હાથ જોડીને બોલ્યા:–"આટલીવાર આપ ક્ષમા બક્ષવાની ઉદારતા દર્શાવશો, તો મ્હારા ઉપર મોટો ઉપકાર થશે. હવેથી કદીપણ હું આપની સલાહ લીધા વગર કશું કામ કરીશ નહિ. આ મ્હારો પહેલીવારનો અપરાધ છે, તે ખાતર આપ મ્હને માફ કરો."

શરતચન્દ્ર એનો એવો દયામણો દેદાર જોઇને દયાર્દ્ર ચિત્તથી કહ્યું:–સારૂં; ભવિષ્યમાં સંભાળીને કામ કરજો. અત્યારે આ બિહારી તથા નનીલાલને ત્હમારે હવાલે સોંપુ છું. એમના ઉપર સખ્ત દેખરેખ રાખજો; એ ઘોર અપરાધના અપરાધી છે. એમનો સઘળો ગુન્હો હું અદાલતમાં સપ્રમાણ સાબીત કરી આપીશ."

ત્યારબાદ પોતાની ડાયરી બુક કાલીબાબુને દેખાડી, શરતબાબુ ત્હેમની સાથે પોતાના ચેમ્બરમાં ચાલ્યા ગયા. ગોવિન્દબાબુ ફરી પાછા ભાઇબેગા થયા. પ્યારીલાલ તથા ગોપાળચન્દ્રની સાથે હરખાતા હરખાતા તે પોતાને ઘેર આવ્યા.

# પ્રકરણ ૨૬



## પાપનુ પ્રાયશ્ચિત્ત.

*Great deeds can not die;*
*They with the Sun, and moon renew their light,*
*For ever blessing those that look on them.*

*Tennyson.*

પ્રતાપચન્દ્રે પૂર્વોક્ત પ્રકારે પેલી છાયા-મૂર્તિનું અનુસરણ કરીને, ત્હેના ઉપદેશને અનુસરીને, પોતાના પાપ-મય જીવનના કર્મ સ્રોતને ફેરવી નાંખી, ધર્મ કર્મને વિષે પોતાની મતિ સ્થિર કરી. સુધામયીનો પોતાના પ્રત્યેનો અપૂર્વ આત્મોત્સર્ગ, સુગભીર પ્રગાઢ પ્રેમ તથા એકાન્તિક અનુરાગ જોઇ, પરમ પ્રસન્નતાથી એણે ત્હેને પોતાના ઐશ્વર્યની અધીશ્વરી બનાવી. સુધામયી આ પ્રમાણે એના હૃદયને પોતાના પ્રત્યે આકર્ષીને નિત્ય પુણ્ય કાર્ય કરવાની એને સલાહ આપ્યાં કરતી. આજે પણ પ્રતાપની સાથે બીજે માળે એક સુશોભિત ઓરડામાં બેઠી બેઠી, એ નીચે પ્રમાણે એની સાથે વાર્ત્તાલાપ કરી રહી હતી.

સુધામયી:-"જોયું પ્રતાપ! મ્હારૂં કહ્યું કદી વ્યર્થ નહિ જાય. ગોવિન્દબાબુએ પોતાની તબીયત, ઘરની આપદા તથા બિહારી અને નનીલાલના કાવાદાવા એ કશાથી નહિ ગભરાતાં, પોતાના ભાઇની રક્ષા કરવા સહુથી પહેલા તૈયાર થઇ ગયા."

પ્રતાપ:-"હા, ત્હારૂં કહેવું યથાર્થ હતું. ગોવિન્દબાબુની માફક બધાજ જો આવો ભ્રાતૃ-ભાવ રાખી શકે, તો આકાશપાતાળ

ઉથલાવી નાંખવા છતાં બિહારી અને નનીલાલ જેવા સેંકડો શત્રુઓ ભાઈ ભાઈને માંહોમાંહ્ય લડાવી મારવામાં જરાયે ફાવી શકે નહિ. હવે મ્હારા ધ્યાનમાં બરાબર આ વાત ઠસી છે કે આપણા ભારતવાસીઓએ જાતીયજીવન ગઠન કરવા માટે, ગોવિન્દ-ચન્દ્ર જેવો ભ્રાતૃ-ભાવ ધારણ કરવાની ખાસ આવશ્યકતા છે."

સુધામયી:-"જુઓની! સદ્‌ભાગ્યે ત્હમે એ લોકોનાં આ કાવત્રામાં સંડોવાયા ન હતા, નહિ તો એ લોકોના ભેગા ત્હમારા પણ બાર વાગી જાત."

પ્રતાપ:-"હા, સુધામયી! એ પાપ-કાર્યમાં પડતાં ત્હેં મ્હને બચાવ્યો છે. મ્હારી પાપ-વાસના દુર થઈ છે. ત્હારાજ સદ્‌ઉપ-દેશથી મ્હેં હવે સઘળા નીચ સ્વાર્થપર સોબતીઓનો સંગ તજી દીધો છે. હવે કોઈપણ પ્રકારના આમોદ-પ્રમોદ, કે નશ્વર વિષય સંપત્તિને વિષે મ્હારી આસક્તિ રહી નથી. જીવતે જીવ કદી મ્હેં નિર્મલાને નીરાંત જીવે ઠરવા દીધી નથી; એક દિવસ પણ એને સુખી કરી શક્યો નથી; તેમ કરવાની ઇચ્છા સરખી પણ કદી થઈ નથી. કેવળ વિષય-મોહને વિષે લપટાએલો રહીને, સ્વાર્થી મિત્રો જેટલું પાણી પાતા, તેટલું પીતો હતો. આજે એના સ્મરણાર્થે એક શિવ-મન્દિર બંધાવવાની ઇચ્છા થઇ આવી છે. અત્યાર લગી મ્હારા ધનનો વ્યય કેવળ પાપ-માર્ગમાંજ થતો; શિવ મન્દિરની પ્રતિષ્ઠાપના કરીને આજે એ સર્વ પાપોનું પ્રાયશ્ચિત્ત કરીશ."

સુધામયી:-"યથાર્થ છે, પ્રતાપ! એમજ થવું જોઇએ. મ્હારી બીજી પણ એક ભલામણ છે. ત્હમે ગોવિન્દ બાબુની માફક દીનોને દયા, ક્ષુધા-તુરોને અન્ન, તથા નિરાશ્રયોને આશ્રયનું દાન કરીને ત્હમારી પત્ની નિર્મલાનું નામ ચિર-સ્મરણીય બનાવી રાખવા સારૂ, નિર્મલા નિકેતન નામની એક ધર્મશાળા પણ ખોલજો. વખત છે ન કરે નારાયણને કોઇ સંપત્તિ-હીન હિન્દુ-રમણી મ્હારી પેઠે

કવખતે વૈધવ્યને પ્રાપ્ત થાય, તો ત્હમારા બંધાવેલા શિવ-મન્દિરમાં આવીને તે દેવાધિદેવ શ્રી મહાદેવનું પૂજન કરે, જેથી પરકાલમાં વૈધવ્ય-યાતના ભોગવવાનું ત્હેને શિરે ન રહે, અને ત્હમારા નિર્મલા નિકેતનનો આશ્રય મેળવીને, ત્હમારા અતુલ ઐશ્વર્યને પ્રતાપે જીવન ભર ત્હેનું ગુજરાન પણ નિર્વિઘ્ને ચાલ્યાં કરે." "ત્હારી ઇચ્છા શીઘ્ર પાર પડશે. હવે વિલંબ કરવાની કાંઇ જરૂર નથી. આ ચાલ્યો, ત્હમારા સૂચવેલાં શિવાલય તથા નિર્મલા નિકેતનનો પાયો નાંખવા," એમ કહી પ્રતાપચન્દ્ર ત્યાંથી નીકળી પડ્યો.

"ચાલ મન ! ત્હારા સુખનો સૂર્ય હવે ઉગ્યો છે. હવેથી ત્હારે વિષય-ભુજંગના વિષથી જર્જરિત થઇને, નશ્વર સુખ-લાલસામાં ઉન્મત્ત બની રહેવું નહિ પડે." એમ કહીને સુધામયી પણ ત્યાંથી ચાલી ગઇ.

---

# પ્રકરણ ૨૭

## સંમિલન.

*There's mercy in every place,*
*And mercy encouraging thought,*
*Gives every affliction a grace,*
*And reconciles a man to his lot,* (Cowper)

ગોપાળ અને ગોવિન્દચન્દ્ર તે રાત્રે પોતપોતાને ઘેર પાછા ફર્યા બાદ, મોક્ષદાનાં પરાક્રમની વાતની તેઓને ખબર પડી, અને તેઓએ એને પણ શરતચન્દ્રને હવાલે કરી દીધી. હવે બન્ને ભાઇઓ વચ્ચે પરસ્પર મનો-માલિન્ય રહ્યું ન હતું. અગાઉની પેઠે

સહુ એક થઇ ગયાં. ગોપાળચન્દ્રે પોતાની એકની એક બ્હેન, તેમજ સુવર્ણા ફોઇ, ગુણવંત માશી પદ્મામા વગેરે ડોસાં ડગરાંઓને બોલાવીને ત્હેમને કહ્યું:-" ત્હમે લોકો મ્હારા સર્વ અપરાધોને વીસરી જાઓ. મ્હેં અયોગ્ય રીતે ત્હમને સર્વને હાંકીમુકી, એ પૈસા ભેગા કરવાની આશા રાખી હતી. પરંતુ એ મ્હારો ભ્રમ દૂર થયો છે. હવે મ્હારી સંપૂર્ણ ખાતરી થઇ છે, કે કોઇ કોઇને ખવડાવતું નથી; સહુને પોતપોતાનું તકદીર ખવડાવે છે. હું ત્હમે કોણ માત્ર છીએ ? આપણે તો નિમિત્તમાત્ર બનતા હોઇ, ઉપલક્ષ્ય-માત્ર છીએ. મ્હારે હાથે જ્યારે દશનું પોષણ થતું ત્યારે મ્હારી જેટલી કમાણી હતી, તેટલીજ કમાણી મ્હારા એકલાના પરિવારનું પોષણ કરી, પિંડ પોષક બન્યો ત્યારે પણ હતી. અને એ કમાણી પણ ગોવિન્દની કૃપા દૃષ્ટિને આભારી હતી. અત્યારે હું અર્થ સામર્થ્ય હીન છું; મ્હારા બુદ્ધિ દોષથી મ્હારૂં ભેગુ કરેલું સઘળું ધન ચોર ચોરી ગયા છે. આ સમયે તો હું ત્હમારા લોકોની માફક ગોવિન્દનો આશ્રિત છું."

એ સાંભળી સુવર્ણા ફોઇ બોલી ઉઠયાં:-"વાત શી કરો છો, ભાઇ ! એવું બોલશો નહિ. પુરૂષની દશ દશા છે; આજે નોકરી નથી, તેથી શું ? કાલે સ્હવારે મળી જશે. મ્હારો આશીર્વાદ છે કે પહેલાંના જેવીજ નોકરી ત્હમને મળશે."

આજે ઘણે દહાડે શ્યામ સુન્દર બાબુની એકમાત્ર દીકરી સુશીલા બાલા પણ એ આનંદ-સંમિલનમાં ભેગી થઇ શકી છે.

ગોપાળબાબુને આમ ચિન્તા-નિમગ્ન થઈ ગએલા જોઇને એણે કહ્યું:-"ચિન્તા શી વાતની છે ? ભાઈ ! ત્હમે કશી ચિન્તા કરશો નહિ. ગોવિન્દ સાહેબને કહીને ફરી ત્હમને નોકરી અપાવશે."

ગોપાળ:—"હવે મ્હારાથી આ મ્હોં લઇને ઓફીસમાં જવાય તેમ નથી. ગોવિન્દે જેમ તેમ સમજાવીને સાહેબની પાસે ઘણુ

દિવસ જગ્યા ખાલી રખાવી હતી; મ્હેંજ અકકલના ઓથમીર બનીને તે ગુમાવી છે. મોટા સાહેબે મ્હોંડામ્હોંડ જવાબ પણ મ્હને રોકડો દઈ દીધો છે."

ગોવિન્દચન્દ્ર બધી વાત સાંભળી રહ્યો હતો. ત્હેણે ગોપાળચન્દ્રને કહ્યું:–"નહિ, ભાઇ! હવે હું ત્હમને નોકરી કરવા નહિ દંઉ. આ સમયે પરમાત્માની કૃપાથી જે કાંઇ મ્હને મળે છે, તે પૂરતું છે. મોટા સાહેબની મ્હારા ઉપર સારી મહેરબાની છે. હું આપનો નાનો ભાઇ છું. આપ ફકત દીવાનખાનામાં બેઠા બેઠા, ઘર કામકાજની દેખરેખ રાખ્યાં કરજો. પહેલાંની માફક મ્હારૂં ઉપાર્જીત ધન આપના હાથમાં સોંપીને હું મ્હારી જાતને મહા ભાગ્યવાન માનીશ."

ગોપાળ:–"ગોવિન્દ! ગોવિન્દ તું મ્હારો દેવ–ચરિત્ર ભાઇ છે."

ગોવિન્દ:–"ભાઈ! આપે કોઈ વાતે મુંઝાવાની જરૂર નથી. હું જાણું છું કે આપ મ્હારા પ્રત્યે નિરન્તર સ્નેહ–દૃષ્ટિથી જોતા આવ્યા છો. વખતને બધું માન છે. વખત બુરો આવ્યે બુદ્ધિ બ્હેર મારી જાય છે. આપણે બન્ને ભાઇઓ જ્યારે લડીઝગડીને જુદા પડીએ, તો આપણાં બાલ–બચ્ચાં પણ આપણાજ દૃષ્ટાંતનું અનુકરણ કરે, તેમાં તે શું આશ્ચર્ય? બાળકો સ્વાભાવિક રીતેજ માતાપિતાનું બધી વાતમાં અનુકરણ કરતાં શીખે છે."

એ લોકો આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા, તે વખતે રામચરણ ત્યાં આવી પહોંચ્યો. આવતાં વારને કહેવા લાગ્યો:– "બાબુજી! બ્હાર એક માણસ આપને તથા મોટા કાકાને મળવાને સારૂ આવ્યો છે." એ સાંભળી ગોવિન્દચન્દ્ર તરત ત્હેને મળવા

ગયો. ગોપાળચન્દ્ર અને રામચરણ પણ એની પાછળ પાછળ ગયા. મોહિની હવે ફક્ત પોતાની નણંદની પાસે બેઠી બેઠી પોતાના દુઃખનાં રોદણાં રડ્યાં કરતી હતી. ગોપાળ તેમજ ગોવિન્દ એ બન્નેના ગયા બાદ મોહિનીએ કહ્યું:—"બ્હેન ! ત્હમને તથા કમલા બ્હેનને ન કહેવાના બોલ સંભળાવીને મ્હેં બહુ દુઃખ દીધું છે. એ ખાતર ત્હમે લોકો મ્હને માફ કરો. મ્હેં એમને સારૂં કમાતા જોઇ, કાંઇક ધન સંચય કરીને તે માંહેથી સારા સારા દાગીના ઘડાવવાની આશામાં તણાઈ મરીને ત્હમને બધાને જુદાં કાઢવાની મ્હેં એમને સલાહ આપી હતી; પરન્તુ એ મ્હારી આશા વ્યર્થજ નીવડી છે, મ્હારી પાસે જે કાંઈ મ્હારા પોતીના દાગીના હતા, તે સુદ્ધાં મ્હને ભુલમાં નાંખીને પેલી કર્કશા મોક્ષદા તાણી ગઇ છે." એમ કહી નાના બાળકની માફક એ ડુસકાં ખાઇને રડવા લાગી.

સુશીલા:—"ભાભી ? મુંઝાઓછો શું કરવા ? ત્હમે લોકો એકવાર પાછાં હળી મળીને ભેગાં રહો, પછી બધું આપોઆપ ઠીકઠાક થઇ જશે. નાની વહુનો બીચારી ત્હમને પૂછ્યા વગર પાણી સરખુંયે પીએ તેવી નથી."

"ના, પણ મ્હેં એને કાયર કરવામાં કચાશ રાખી નથી. મ્હારા પતિનો પગાર વધતાંવારને મ્હેં એને જુદી કાઢી, પણ તે છતાં અત્યારે એ મ્હારૂં સારૂં માન રાખે છે." એમ કહી, મોહિનીએ કમલાના બન્ને હાથ પકડીને કહ્યું:—"કમલા ! કમલા ! તું મ્હને માફ-કરજે, હોં બ્હેન !"

કમલા:—"બ્હેન ! બ્હેન ! આશું બોલ્યા ત્હમે ? ત્હમે મ્હારાં વડીલ અને માનનીય છો; હું તો અત્યારે પણ પહેલાંના જેવીજ ત્હમારી દાસી છું. બ્હેન ! આશીર્વાદ એવો આપો કે મોટેરાંની

સેવામાંજ બધું જીવન મ્હારૂં વ્યતીત થાય. બ્હેન ! એજ ત્હમારી આજ્ઞાને આધીન છે, ત્યારે હું શું વીસાતમાં છું ? ત્હમે તો માની ગરજ સારી છે, બધુ મ્હને શીખવ્યું છે ને કેળવી છે. અત્યારે પણ દાસી સમજીને જે કાંઇ કામ સોંપશો, તે હરઘડી કરવા તૈયાર છું. ”

કોઇએ કાંઇ માંગતાં ઘરમાંથી તે લઇ આવવા સારૂ ગોવિન્દ બાબુ મોટાભાઇ વગેરે પાસેથી ઉઠી જઇને ઘરમાં ગયા; ઘરમાં દાખલ થતાં વારને ત્હેમણે મોટીભાભીને બેઠેલાં જોયાં. ત્હેમની આંખોમાંથી ચોધાર આંસુ વહી જતાં હતાં. ભોજાઇની આવી દયામણી અવસ્થા જોઇ, ગોવિન્દનું હૈયું ભરાઇ આવ્યું. લાંબો ચ્છટ થઇને ત્હેમના પગ આગળ પડીને ગળગળે સાદે કહેવા લાગ્યો :— “ ભાભી ! ભાભી ! ત્હમે આમ કલેશ કરો છો, તે મ્હારાથી જોઈ રહેવાતું નથી. મ્હારા જીવને કાંઇ કાંઇ થઈ જાય છે. દુર્ભાગ્યવશાત્ ત્હમે હમારો ત્યાગ કર્યો હતો, પરન્તુ હું તો ત્હમને નિરન્તર માતૃવત્ પૂજનીયજ માનતો આવ્યો છું. ત્હમારા રોવાથી મ્હારી આંખની કીકી સમાન આ શચીન્દ્ર વગેરેનાં મ્હોં પણ કરમાઇ ગયાં છે. મ્હારા દેહમાં પ્રાણ છે, ત્યાં લગી હું એમનો ઉદાસ ચહેરો કદી જોઈ શકીશ નહિ. ત્હમારાંજ લાડકોડ અને અન્નવડે આ શરીરનું પાલન થયું છે; ત્હમારી સેવા શુશ્રૂષામાં લાગી જવાથી, તે ધન્ય બનશે. ત્હમારા આશ્રય-વૃક્ષની સ્નિગ્ધ છાયાથી વિખૂટા પડી મ્હેં કદી પણ સુખ ભોગવ્યું નથી. મ્હને રોજ એકજ વિચાર સાલતો કે હાય ! હું જૂદો કેમ થયો ? ભાભી ! ત્હમારા લોકોથી અલગ થયા બાદ મ્હને કદી અન્ન પણ રૂચિકર લાગ્યું નથી. ભગવાનની દયાથી મ્હને ફરી મ્હારી અન્ન

પુણ્ણી માતાની પ્રાપ્તિ થઇ છે. ભાભી! કૃપા કરી હવે રોશો નહિ.”
એ સમયે કોઇના બોલાવવાથી, આંસુ લુછતા લુછતા ગોવિન્દબાબુ
ઘરમાંથી બહાર નીકળ્યા.

ત્યારબાદ બધી સ્ત્રીઓ જ્યારે એક જગ્યાએ બેસી વાર્તાલાપ
કરી રહી હતી, તે વખતે ગોવિન્દચન્દ્રની સાથે પ્રતાપ ત્યાં આવી
પહોંચ્યો. પ્રતાપને જોતાં વારને બધી સ્ત્રીઓએ ઘુમટા તાણ્યા.
પ્રતાપનો વેશ હવે તદ્દન ફેરવાઇ ગયો હતો; અત્યારે એણે ભગવું
વસ્ત્ર પહેર્યું હતું. એના એક હાથમાં રૂદ્રાક્ષની માળા અને બીજામાં
ત્રિશૂળ હતાં. માથું મુંડાવી નાંખ્યું હતું; પગમાં પાવડીઓ તથા
આંખ્યો ઉપર પટ્ટીઓ બાંધી હતી. આણી તરફ જ્યારે આંધળાની
માફક ગોવિન્દબાબુનો હાથ ઝાલીને પ્રતાપચન્દ્ર ત્યાં આગળ આવી
પહોંચ્યો, ત્યારે ગોવિન્દચન્દ્રે ત્યાં બેઠેલી સ્ત્રીઓને સંબોધીને કહ્યું:—
“ જુઓ! અત્યાર લગી પ્રતાપચન્દ્ર આપણા ગામ અને સમાજમાં
ઘૃણાસ્પદ સમજવામાં આવતા હતા; આજે પોતાના જીવનનો
સ્રોત જૂદી દિશામાં ફેરવી નાંખીને ત્હમારી સામે એ મહાપુરૂષના
વેશમાં સન્તાનરૂપે ઉપસ્થિત થયા છે.”

ત્યાર બાદ પ્રતાપચન્દ્રે કહ્યું:—“ મા! મા! ત્હમે મારી પરમ
પૂજનીય જનની છો. હું ત્હમારો પુત્ર છું. અને આ ગોવિન્દબાબુ
મ્હારા યથાર્થ પથ–પ્રદર્શક છે. એમના પદાંકનું અનુસરણ કરીને
મ્હેં પણ ગરીબોને સહાયતા કરવાનો નિશ્ચય કર્યો છે. હું શચીન્દ્ર
નાથની જનનીને મ્હારી જનની તથા એની કાકીને મ્હારી કાકી
સમજીને પ્રણામ કરૂં છું. આપ લોકો એવો આશીર્વાદ આપો, કે
આપ લોકોનો આ મૂર્ખ બાળક ફરી પાછો હવે કદી ધર્મ–ભ્રષ્ટ
થાય નહિ.” એમ કહી ભકિત–ભાવથી એણે તેઓને સાષ્ટાંગ

પ્રણામ કર્યો. મોહિની, કમલા, સુશીલાબાલા, તથા અન્યાન્ય સ્ત્રીઓ પ્રતાપની આવી દશાથી વિમુગ્ધ થઇને ઘુંઘટ કાઢી લઇને એની સામું જોવા લાગી. બધી સ્ત્રીઓ એકકે અવાજે બોલી ઉઠી:– "પ્રતાપ ! આ શો ત્હમારામાં આશ્ચર્યજનક ફેરફાર ?"

સુવર્ણા ફોઇએ કહ્યું:– "અહો ! સંગતિ-દોષ કાંઈ જેવો તેવો ભયંકર છે ! અન્ન તેવાજ ઓડકાર અને રંગ પણ સંગ સમોજ બેસવાનો. કુસંગનો ભયંકર ચેપ લાગ્યા વગર રહેતો નથી. તેથીજ સત્સંગનું આટલું બધું માહાત્મ્ય મનાય છે ને ? કહ્યુંછે કે:–

" કુસંગ કાજળ કોટડી, કુસંગીનું મુખ શ્યામ;
દુર્જન કેરા સંગથી, થાય નામ બદનામ.
જડી જેને સોબત, જગમાં નઠારી;
ગયું તે તો આભવ, પરભવ હારી."

દુષ્ટ વાતાવરણનો પાશ ત્હમને એટલો સખ્ત લાગી ગયો હતો, કે કદી ધર્મકર્મના પ્રત્યે ત્હમારી અભિરૂચિ થતી ન હતી."

પ્રતાપ:–"માતાજી ! એ વખતે હું માયા–મોહમાં અન્ધ બન્યો હતો. નરપિશાચ બિહારી, નનીલાલ અને કુલટા મોક્ષદાની સોબતમાં રહીને મ્હેં કેવળ પાપનુંજ ચિત્ર હૃદયને વિષે નિરતર અઙ્કિત કર્યું હતું; એક દિવસને ખાતર પણ કદી એ પાપ–પુણ્યના વિચાર–કર્તા અનાથોના નાથ વિપન્નોના સહાયક શ્રીકૃષ્ણ પરમાત્માને સંભાર્યા નથી. પરંતુ અત્યારે મ્હારા એ અન્ધકારાવૃત હૃદયની પાપ–વૃતિઓ કાયમને માટે દૂર થઇ ગઈ છે. સુધામયી નામની એક સુન્દરી મ્હારા પાપ–પ્રલોભનથી મુગ્ધ થઇ, મ્હારા હાથનો શિકાર થઇ

પડી હતી; સાંભળ્યા પ્રમાણે એ સુધામયીની એક માસીનું પાલન ગોવિન્દબાબુદ્વારા થાય છે. એ સુધામયીના અપૂર્વ આત્મોત્સર્ગ અને ઉપદેશના પ્રતાપે મ્હારી એ અવસ્થાનું આ પ્રમાણે પરિવર્તન થએલું ત્હમે જોઇ શકો છો. એણેજ મ્હારા ચિત્તનું ચાંચલ્ય દૂર કરીને ગોવિન્દ બાબુને પગલે પગલે ચાલવાનો મ્હને ઉમદા ઉપદેશ આપ્યો છે; એનાજ ઉપદેશ– અનુરોધથી મ્હારાં સર્વ પાપોનું પ્રાયશ્ચિત કરવા ખાતર અત્યારે હું એક શિવ–મંદિર તથા નિર્મલા–નિકેતન નામની એક ધર્મશાળા બનાવરાવી રહ્યો છું. ગોવિંદ બાબુ ! આ કાર્યમાં ત્હમે મ્હારા સહાયક બનો. આપનીજ મહાનુભાવતા પૂર્ણ કાર્યાવલીના કીર્તિ સ્તંભ રૂપજ એ મ્હારો અલ્પ પ્રયાસ છે. ”

ગોવિન્દઃ—“ હું એક કીટાનુકીટ, શકિત સામર્થ્ય હીન, અતિદીન ગૃહસ્થ વ્યકિત છું. દીન દુઃખીયારાંને દાન કરવાની મ્હારામાં કાંઇ ગુંજાશ નથી; પરંતુ એ દિશામાં પણ જે કાંઇક અલ્પ સેવા બજાવુ છું, તે મ્હારા પૂજ્યપાદ પિતૃદેવના પદાંકનુ અનુસરણ કરવા શિવાય બીજું કાંઇ નથી.

એ સમયે સુધામયીનું નામ સાંભળીને ઘરડાં ગુણવન્તમાશી રડવા લાગ્યાં. એમને રૂદન કરતાં જોઇ, ગોવિન્દચન્દ્રે કહ્યું:—“ગુણવન્ત માશી ! ત્હમે શું કરવા રડો છો ? ત્હમને કાંઇ દુઃખ થાય છે ?”

તે સાંભળી ગુણવન્તમાશીએ જવાબ દીધો:—“બેટા ! મ્હારી બ્હેનને સુધામયી નામની એક છોકરી હતી. બાલ્યાવસ્થામાંજ વિધવા થઇને એ મ્હારી બ્હેનને ઘેર એની મા ભેગીજ રહેતી હતી. મ્હારા સાંભળવા પ્રમાણે કોઇ જમીનદાર એને ભોળવીને લઇ ગયો હતો. એ ખેદકારક હોનારતના અફસોસમાંજ મ્હારી બ્હેન મરણ પામી મ્હેં પણ લજ્જાના માર્યાં ત્હમને કોઈને આ વાત અત્યાર લગી જણાવી નથી. ”

માશીમા વાત સાંભળી પ્રતાપચન્દ્ર બોલી ઉઠયો:–" માજી ! તેજ નરકનો કીટ જમીનદાર હું છું, અને એજ દેવી–પ્રતિમા ત્હમારી સુધામયી છે. એનાજ સંપર્કથી મ્હારામાં દૈવી ગુણોનો આવિર્ભાવ થયો. અને એનાજ સ્વાર્થ ત્યાગને લીધે હવે હું સ્ત્રી-માત્ર ને માતા તુલ્ય સમજતાં શીખ્યો છું. ભાઈ! આજે હું આપ લોકોના આનંદ–સંમિલનમાં સંમિલિત થઇને કૃતાર્થ થયો છું. અત્યારે ગોવિન્દબાબુજ મ્હારા મુક્તિદાતા તેમજ પથ–પ્રદર્શક છે. હવે ડર મ્હને કોઈ વાતનો નથી, મ્હેં ધર્મનો આશ્રય લીધો છે." એમ કહી ગોવિન્દચન્દ્રની સાથે એ ત્યાં આગળથી ચાલ્યાં જવાનું કરતો હતો, તેટલામાં રામચરણ, શચીન્દ્રનાથ અને પ્રભાવતીની સાથે ગોપાળચન્દ્રે ત્યાં આવીને કહ્યું:-" ગોવિન્દ ! ધન્ય છે ત્હમને ! ત્હમારા ચરિત્રના બળથી ત્હમને સર્વત્ર વિજય પ્રાપ્ત થશે. મ્હારા જેવા અકૃતજના પ્રત્યે ત્હમે જે સહાનુભૂતિ દર્શાવી છે, તેથી ત્હમારા અસાધારણ સ્વાર્થત્યાગ તથા પવિત્ર ભ્રાતૃ–ભાવની સુવિમલ ખ્યાતિ સર્વત્ર ફેલાઈ રહી છે. એટલામાટેજ ત્હમારી સલાહ લેવાને લોકો દોડ્યા આવે છે. ત્હમેજ યથાર્થ સંસાર–ધર્મ–પાલન કરતાં શીખ્યા છો. સ્વાર્થત્યાગ અને આત્મભોગ વગર સંસારમાં કોઈ ઉચ્ચપદને પ્રાપ્ત કરી શકતું નથી. સ્વાર્થાન્ધ બનીને જે મ્હારો સોનાનો સંસાર મ્હેં ધૂળધાણી કરી નાંખ્યો હતો, તેજ અત્યારે ત્હમારી ગૌરવગાથાથી ફરી પાછો દેશની આગળ આદર્શ તરીકે રજુ કરી શકાય, તેવી સ્થિતિમાં ઉન્નત થઇ શક્યો છે."

ગોપાળચન્દ્રની વાત સાંભળીને ગોવિન્દબાબુએ પ્રત્યુત્તર આપ્યો:- દરેક ક્ષણે આપણે લોકો મૃત્યુના કરાલગ્રાસની વધારેનેવધારે સમીપ પહોંચતા રહીએ છીએ. આ જીવન નશ્વર અને ક્ષણ–ભંગુર છે; આજે છે, કાલે નથી. સત્યજ ધ્રુવ અને ચિર-સ્થાયી છે. આ સંસારમાં ધર્મજ સત્ય છે. આપણે બધા સંસારી જીવો છીએ.

ધર્મનો પવિત્ર, મધુર, સ્નિગ્ધ ભાવ હૃદયમાં અંકુરિત કરીને સંસાર ક્ષેત્રમાં વિચરવાથી આપણી સર્વ કામના સિદ્ધ થશે, ઉભય લોકમાં આપણું શ્રેય થશે. ધર્મજ જ્ઞાન, ધર્મજ પ્રાણ અને ધર્મજ જીવનું જીવન છે; ધર્મભ્રષ્ટ થવાથી આપણો અધઃપાત અવશ્યંભાવી છે આજે આપણે લોકો ધર્મને નામે એકત્રિત થયા છીએ; કાય-મનો-વાક્યથી જગન્નિયંતા પરમાત્મા પ્રત્યે એટલીજ પ્રાર્થના છે કે કોઈ પણ કુટુંબમાં કદી ભાઈ ભાઈઓ વચ્ચે વૈમનસ્ય થઈ એક બીજાથી વિખૂટા પડવા વારો ન આવે.” એ સાંભળી ગોપાળચન્દ્રે રામચરણ અને શચીન્દ્રનાથનો હાથ પકડી, એ બંનેને પણ હળી મળીને સંસારયાત્રા સંમિલિત ભાવે સફળ કરવાનો સદુપદેશ આપ્યો. બીજા બધા નિર્નિમેષ નેત્રે આ દૃશ્યની સામે જોઈ રહ્યા. પ્રતાપચન્દ્ર ગોવિન્દચન્દ્રનો હાથ ધારણ કરીને ત્યાંથી ચાલ્યો ગયો.

---

# ઉપસંહાર.

---

## પાપ-પુણ્યનાં પરિણામ.

*Perfect service rendered, duties done,*
*In charity, soft speech, and stainless days;*
*These riches shall nat fade away in life,*
*Nor any death dispraise.* (*Sir Edwin Arnold*)

શરત્ચન્દ્રના ઉદ્યોગ અને પ્રબન્ધથી પાપિષ્ઠ બિહારી, નનીલાલ અને મોક્ષદાનો કેસ અપાઈ ગયો; માનનીય અદાલતમાં એ લોકોના સર્વ કાળાગાળા પ્રપંચ પ્રતારણા વગેરે કારસ્થાન સાક્ષી-દ્વારા સસ્પષ્ટ સ[illegible] થઈ ગયાં; ખાસ કરીને પ્રતાપચંદ્રમાં લાગેલાં

અદ્ભુત પરિવર્તનથી તેમજ એમણે બેધડક એમની વિરૂદ્ધ આપેલી સાક્ષીથી ઝંખવાઇ જઇ, એ બન્ને બદમાશોએ પોતાનો ગુન્હો નાછુટકે કબુલ કર્યો. આ મુકર્દમામાં શરત્ચન્દ્રે બિહારી અને નનીલાલનેજ વધારે ઉઘાડા પાડેલા હોવાથી, એ લોકોનો ગુન્હોજ સૌથી વધારે ભયંકર સાબીત થયો, અને એમને જન્મભર કાળા-પાણીની સજા ફરમાવવામાં આવી. એ બે દારૂડીઓના પ્રમાણમાં મોક્ષદાનો અપરાધ એવો ભારે ન હતો; બિહારીના ઉશ્કેરવાથીજ એણે આ કાર્યમાં ભાગ લીધો હતો; આથી એને એક વરસની અંધારી કોટડીની સજા થઈ. મોક્ષદા એ નિર્જન—કારાગારમાં અહોનિશ પૂરાએલી રહીને નિરન્તર અનુતાપાનલમાં ભસ્મીભૂત થવા લાગી; પોતાનું જીવન પણ એને અકારૂં થઇ પડ્યું. મૃત્યુને એ નિત્ય નોતરૂં દેતી, આ પ્રમાણે કલ્પાન્ત કર્યાં કરતી:—" હાય ! પાપનું અધ:પતન અનિવાર્ય છે ! યૌવન—મદમાં મત્ત થઈ મ્હેં શા માટે મારા પિતા, માતા, તેમજ આત્મીય સ્વજનોનો પરિત્યાગ કરી, એ રૂપ—મરીચિકા—મુગ્ધ લંપટ સુરેશબાબુના હાથમાં મ્હારૂં સર્વસ્વ-સાર અમુલ્ય સતીત્વ—રત્ન સમર્પણ કર્યું ? હું કેમ એના પાપ-પ્રલોભનનો ભોગ થઈ પડી ? એજ મારા સર્વનાશનું મૂળ છે. એણે જ્યારે મને પાણીચું આપ્યું, ત્યારે સહાય—સંપત્તિ—હીન અવસ્થામાં મેં નીચમતિ બિહારી અને નનીલાલનો આશ્રય લીધો. એ લુચ્ચા લોકો મને જમીનદાર પ્રતાપચંદ્રની પાસે લઈ ગયા; એના ચિત્તના વિનોદને ખાતર, મેં આ પાપ—કાર્યમાં હાથમાં ઘાલ્યો હતો; એનીજ પ્રસન્નતા પ્રાપ્ત કરવા સારૂ, હું મોહિનીની દાસી બની હતી. પરન્તુ આખરે એણેજ જાતે મ્હારી વિરૂદ્ધ સાક્ષી આપીને, મ્હને આ કાળી કોટડીમાં પૂરી રાખવાનો પ્રબન્ધ કર્યો ! બિહારી અને નનીલાલને કાયમને માટે કાળે પાણી મોકલાવ્યા ! હાય ! હાય ! મ્હારી આ કાળી કોટડી કરતાં કાળા પાણીની સજા હજારગણી બ્હેતર હતી. આ નિર્જન કોટડીમાં બેઠી બેઠી હું કેવળ અનુતાપની

આગમાં જીવતી બળી મરૂં છું. મ્હારી ચારે મેર કેવો ભીષણ નરકાગ્નિ ધગ ધગી રહ્યો છે ! મ્હારી આગળ પાછળ, આસપાસ દશે દિશામાં મ્હને કેવળ નરકનીજ છાયા ભાસી રહી છે. આ સમયે મ્હારી રક્ષા કરનારૂં કોણ રહ્યું છે ? હે દયામય દીનબન્ધુ હરિ ! એક દિવસ પણ મ્હેં ત્હમારૂં સ્મરણ કર્યું નથી; એક ક્ષણભર પણ મ્હેં પાપ-પુણ્ય કાર્યને વિષે મ્હારૂં ચિત્ત પ્રેર્યું નથી; પાપ-પુણ્યના યથાર્થ વિચાર-કર્તા ત્હમેજ છો ! આ ભયંકર નરકાનલમાંથી મ્હને ઉગારો ! મ્હારી રક્ષા કરો ! મ્હેં આત્મદોષથી વિવેકબુદ્ધિ તજીને મ્હારૂં સતીત્વ-રત્ન ખોયું છે. મ્હારી એ સુખદ અવસ્થાનું આવું શોચનીય પરિણામ જોઇને, કોઇપણ પતિ-વિરહ વિધુરા વિધવા હિંદુ રમણી પોતાનું મહામહિમાન્વિત પરમાદૃત સતીત્વ-રત્ન ખોઇ બેસવાનું પાતક કદી પણ નહિ વ્હોરશે. મણિહીન ફણી ( સર્પ ) ની પેઠે સતીત્વહીન હિંદુ રમણીની કાંઇ કીંમત નથી. આ પ્રમાણે કલ્પાંત કરી રહેલી મોક્ષદા કોઇવાર ઉન્માદિનીની પેઠે હસતી, તો કોઇવાર પાછી રૂદન કરવા મંડી જતી. પાણીની માફક ખળકાબંધ ખર્ચ કરવાથી તથા શરતચંદ્રની કૃપા અને ગોવિંદ બાબુના અનુ-રોધથી આ મુકર્દમામાંથી પ્રતાપચંદ્ર અણીશુદ્ધ બચી જવા પામ્યા હતા. એથી ત્હેમણે સર્વ સુખની સામગ્રીઓનો પરિત્યાગ કરી, સુધામયીની સહિત ભગવાં વસ્ત્ર પહેરીને પોતાનાં બંધાવેલા શિવ મંદિરમાં રાત દિવસ બેસી રહી ધર્મ-ચર્ચા નિરંતર કરવા માંડી.

કાલના અનંત સ્રોતમાં પ્રતાપનું અસ્તિત્વ વિલુપ્ત થઇ ગયું છે. પરંતુ એણે સ્થાપેલાં શિવ-મંદિર તથા નિર્મલા-નિકતનમાં આજે પણ અસંખ્ય દીન દરિદ્રોનું પ્રતિપાલન થાય છે, અને ગોવિંદની અનુકરણીય કાર્યાવલીની કીર્તિમાલા આજે પણ દિગદિગન્તમાં સુગંધ ફેલાવી રહી છે.

